વહુ અને છોકરાઓ આનુ અનુકરણ કરશે જ અને એક વખત આવા કૃતઘ્નોને પણ તેવો વખત આવશે જ.

આવા નરાધમો પ્રત્યે તે માતાના આશીર્વાદને બદલે કળકળતા શ્રાપ જ ઉતારવાના.

ઉત્તમ પુરુષો માતાપિતાને તીર્થરૂપ સમજી તેની સેવા કરે છે, પશુઓ સ્તનપાન કરવા સુધી મર્યાદા સાચવે છે. મધ્યમ પુરુષો ઘરના કામકાજ કરે ત્યાં સુધી માતાપિતાની દરકાર કરે છે અને અધમ પુરુષો સ્ત્રીનો લાભ થતાં જ તેનાથી જુદા પડે છે. આવા અધમ આચરણનો ત્યાગ કરી ઉત્તમ પુરુષોનું અનુકરણ કરવું.

# સાત ક્ષેત્ર

## દ્રવ્યનો સદુપયોગ

ગૃહસ્થોએ પોતાની ન્યાયથી પેદા કરેલ મીલકતમાંથી શક્તિ અનુસારે સારે માર્ગે ખરચ કરવો. જે વાર્ષિક કમાણી આવતી હોય તેમાંથી સેંકડે પાંચ કે દશ ટકા જેટલો ભાગ ધર્માદા ખાતે બહાર કાઢવો. અને જ્યાં જેટલી જરૂરીયાત હોય ત્યાં તેનો ઉપયોગ કરવો.

છળ, પ્રપંચ, વિશ્વાસઘાત કે ચોરી, ઠગાઈ કરીને ધન મેળવી ખરચ કરવાની ઇચ્છા ન કરવી વિવિધ પ્રકારના આરંભો કરી ધર્મધ્યાનને એક બાજુ મૂકી, લોકોને રંજાડીને, ગરીબોને રીબાવીને, ઓછું વધતું આપી કે લઇ પૈસો પેદા કરી ધર્મ માર્ગે પૈસો ખરચવો તેના કરતાં શક્તિ ન

હોય તો કાંઈપણ અન્યાય ન કરવો તે વધારે ઉત્તમ છે. અન્યાય અને આરંભથી પૈસો મેળવી ધર્માદો કરવો તે તો માથું ફોડી શીરો ખાવા જેવું અથવા લુગડાં કાદવમાં બોળી ધોવા જેવું છે.

સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, દેરાસર, પ્રતિમા અને જ્ઞાન આ સાત ક્ષેત્ર છે; તેમાં પોતાના પૈસાનો ઉપયોગ કરવો તે ઉત્તમ પાત્રમાં—સારા ક્ષેત્રમાં અનાજ વાવવાની માફક ફળદાયક છે.

## સાધુ–સાધ્વીજી.

તેમને ભણાવવામાં, તેમની શારીરિક પ્રકૃતિ અનુકૂળ ન હોય તો ઔષધ ઉપચાર કરાવવામાં મદદ કરવી, તેમના સંયમનો નિર્વાહ થાય તેવી રીતે ખપે તેવી જરૂરીયાતો પૂરી પાડવામાં પૈસાનો ઉપયોગ કરવો. આ ક્ષેત્રો પરમ ઉપગારી છે તેમના જ્ઞાન ધ્યાનનો લાભ તેઓ પોતાના આશ્રિતોને આપે છે. એટલે તેમની ચડતીમાં તમારી પોતાની ચડતીનો આધાર રહેલો છે. કૂવામાં હશે તો અવાડામાં આવશે આ દૃષ્ટાંતે તે વર્ગ જ્ઞાન ધ્યાનમાં આગળ ચડેલો હશે તો ગૃહસ્થોને તે ધર્મોપદેશ દ્વારા વધારે આગળ ખેંચી શકશે. સમાજ અને કોમમાં સુધારો કરશે અને શ્રાવક વર્ગમાં નવું જીવન તે રેડશે. આ સ્થિતિએ તેઓ પહોંચે તેટલે દરજ્જે તેમને કેળવવામાં પહેલાં મદદગાર થવાની જરૂર છે. વૃક્ષ વાવીને સાર સંભાળથી ઉછેર્યા પછીથી જ તેના મીઠાં ફળ ખાવાની આશા રાખવી.

કદાચ તત્કાળ ફળ તે આપે તેવા ન પણ હોય અને તમને તેનાથી ફળ મેળવવાનો પ્રસંગ ન પણ આવે તો પણ તે સાધુ સાધ્વીરૂપ વૃક્ષને ઘણી સંભાળપૂર્વક ઉપયોગી રીતે પાણી સિંચતા જ રહેવું કે જેથી કળાંતરે તમને નહિ તો તમારા વારસદારોને પણ તેના મીઠાં ફળો ખાવાનો પ્રસંગ મળશે. પણ સ્વાર્થી થઇને તે ઝાડને પાણી પાવું બંધ કરી ઉખેડી કે સુકવી નાંખશો તો તમે અને તમારો પરિવાર કાયમને માટે તેના ફળોથી બેનસીબ રહેશે.

જરૂરીયાતના પ્રમાણમાં આ ક્ષેત્રમાં પૈસો ખરચવો. જો આ ક્ષેત્રમાં જરૂરીયાત ન જણાય તો તે પૈસો આના કરતાં વધારે નબળી સ્થિતિમાં આવી પડેલાં બીજા ક્ષેત્રોમાં ખરચવો, પણ એવો આગ્રહ ન કરવો કે આમાં જ ખરચવો અને બીજામાં નહિ.

## શ્રાવક-શ્રાવિકા.

આ બન્ને ક્ષેત્રો પર ધર્મનો મુખ્ય આધાર છે. કારણ સાધુ-સાધ્વી પણ આ ક્ષેત્રમાંથી ઉત્પન્ન કરાય છે. પ્રતિમાજી, દેરાસર અને જ્ઞાન એ પણ આ સંઘની હૈયાતિ હોય તો જ ઉપયોગી છે અને તે પાંચે ક્ષેત્રોને પોષણ આપનાર આ બન્ને ક્ષેત્રો છે. આ હોય તો જ બીજા હોય અને આનો નાશ થાય તો સર્વનો નાશ જ થાય.

આ ઉપરથી નિશ્ચય કરાય છે કે જેટલો આ ક્ષેત્રનો વિસ્તાર જેટલું આ ક્ષેત્ર સુખી, જેટલું આ ક્ષેત્ર કેળવાયેલું, શ્રીમંત, અને ઉંચા અધિકારવાળું હોય છે. તેના પ્રમાણમાં

જ બીજા ક્ષેત્રોની હૈયાતિ. વૃદ્ધિ અને ઉચ્ચતા હોય છે આ કારણથી આ ક્ષેત્રને મોટા વિસ્તારમાં કેળવવાની જરૂર છે, શરીરની તંદુરસ્તી, મજબૂતાઈ અને મનની વિવેકવાળી કર્તવ્યના ભાનવાળી લાગણીઓ જેમ વધારે ઉત્તેજીત થાય તેમ કરવાની જરૂર છે. સાંકડા ક્ષુલ્લક વિચારો દૂર કરી વિશાળ વિચારોવાળા બનાવવાની જરૂરીયાત છે. શરીર વધારે મજબૂત થાય તેમ કસવાની આયશ્યકતા છે. આ સાથે ઉંચી કેળવણી પામી રાજ્ય દરબારમાં ઉંચા હોદ્દાઓ પામે તેવી ગોઠવણ કરવાની જરૂર છે. કારણ કે વિવિધ પ્રકારની વિપત્તિ ટાળવાનું અને સંપત્તિ મેળવવાનું સાધન રાજ્યની મદદ વિના બીજું ચોક્કસ ઉપયોગી કોઈ નથી. ધર્મની વૃદ્ધિ પણ આવા રાજ્યમાં આગેવાન કર્તા હર્તા વિના થઈ શકતી નથી, કોમની કે દેશની દરિદ્રતાનો નાશ પણ રાજ્યની મદદ વિના થઇ શકતો નથી. બુદ્ધિમાનો આવા ઉંચા કેળવાયેલા હોદ્દા પર પહોચી શકે તે માટે તેમને કેળવવા પ્રયત્ન કરવો.

વ્યવહાર કુશળતા મેળવવા માટે પણ તેવા તેવા બુદ્ધિમાનો, વૃદ્ધ અનુભવીઓ અને નીતિશાસ્ત્રમાં કુશળતાવાળાઓના સહવાસમાં રાખી નિપુણ બનાવવા જોઇએ. દેશના વિવિધ વ્યાપારોમાં નિપુણતા મેળવવા માટે જે સગવડની જરૂરીયાત હોય તે સગવડતા પુરી પાડવી જોઇએ.

વિવિધ પ્રકારની કળાઓમાં કુશળ થવાપણું અને હુન્નર, ઉદ્યોગાદિના સાધનો જ્યાંથી મેળવી શકાય તેમ હોય ત્યાં તેમને મોકલાવી તેમાં પ્રવીણ બનાવવા.

ધાર્મિક શિક્ષણ અધુરું નહિ, પણ ટુંકામાં આપવું છતાં પણ મુદ્દાનું આપવું જોઇએ. આત્માની હૈયાતિ, પુર્નજન્મ, પુન્ય–પાપ, બંધ, મોક્ષ, આદિની ટુંકી પણ ચોક્કસ માહિતી આપવી.

શ્રાવિકાઓ એક પણ કેળવાયેલ વિનાની હોવી ન જોઇએ. વ્યવહારના સર્વ કામમાં કુશળ થાય તેવી કેળવણી આપવી, તે સાથે જરૂરીયાતના પ્રસગે પોતે પોતાના હાથે હુન્નર ઉદ્યોગથી પોતાની આજીવિકા ચલાવી શકે તેવા કામમાં પ્રવીણ કરવી જોઇએ. સંપીને કુટુંબ સાથે રહી શકે, એકબીજાઓને પ્રસંગે મદદ આપતી રહે, બાળકોને ઉત્તમ સંસ્કારી બનાવી શકે, અને વિધવા કે નિરાધાર સ્થિતિમાં બીજા પર આધાર ન રાખતા પોતાનો નિર્વાહ પોતે જ ચલાવી શકે, આવી રીતે સ્વાશ્રયવાળી બનાવવી જોઇએ.

આત્મા, પુર્નજન્મ; પુન્ય પાપનાં શુભાશુભ ફળ, બંધ મોક્ષના માર્ગો ઈત્યાદિ. આત્મધર્મ સંબધી પણ કેળવણી આપવી. આ બન્ને સમુદાય ઉપયોગી રીતે ઉત્તમ કોટિનું જીવન પસાર કરી શકે તેવી રીતે શ્રાવક શ્રાવિકાને કેળવણી આપવામાં દ્રવ્યનો ઉપયોગ કરવો તે ત્રીજું ચોથું ક્ષેત્ર છે.

## પ્રતિમાજી અને દેરાસર

વખતનો સદુપયોગ કરવામાં આત્મજ્ઞાન જાગૃત કરવામાં પરમ ઉપકારીનું ચીરકાળ પર્યંત સ્મરણ રાખવામાં ભક્તિ ભાવની વૃદ્ધિ કરવામાં, અને પુન્યનો પવિત્ર પ્રવાહ વધારવામાં પરમાત્માની મૂર્તિ ઉપયોગી સાધન છે. તથા તેમને

સ્થાપન કરવા માટે મંદિર–દેરાસરની જરૂરીયાત છે. આ બન્ને સ્થળે પૈસાનો શ્રાવકોએ સદુપયોગ કરવો તે બે ક્ષેત્રો છે.

આ ક્ષેત્રમાં દ્રવ્ય ખરચતાં, અર્થાત્ દેરાસરો નવીન બનાવતાં અને પ્રતિમાજી નવા ભરાવતાં પહેલા આ સર્વની કયાં કેટલી ઉપયોગીતા છે તે ઉપર ખાસ લક્ષ આપવું. એક ગામમાં વધારે દેરાસરો હોય ત્યાં નવા દેરાસરો બંધાવવાથી તે ગામના સંઘને માથે તેના રક્ષણ અને પાલન માટે કાયમનો બોજો આવી પડે છે. ત્યાંના સંઘની તેવી ઉત્તમ સ્થિતિ ન હોય તો પછી કાયમને માટે મુશ્કેલી આવી પડે છે. તીર્થોમાં ગોખલા અને જાળીઓ જ્યાં ખાલી જગ્યા દીઠી ત્યાં પ્રતિમાજી પધરાવવાની રીતિ પસંદ કરવા યોગ્ય નથી. કારણ કે, ઘણો વિસ્તાર વધારવાથી કેટલાક સ્થળોએ લોકો દર્શન કરવામાં પણ બેદરકાર રહે છે. પુજારીઓ યોગ્ય રીતે પૂજન કરતા નથી, આટલા મોટા પ્રમાણમાં પ્રતિમાજી હોય છે ત્યાં લોકોનો 'अति परिचयादवज्ञा' અતિ પરિચયથી અવજ્ઞા થાય છે, આ ન્યાયે આદરભાવ ઓછો થાય છે.

તેમજ નાના ગામો જેમાં વસ્તી ઓછી હોય તેવા સ્થળોમાં મોટા દેરાસરો કરવામાં પણ વિચાર કરવો જોઇએ. તેવા સ્થળોમાં ઘર દેરાસરો સામાન્ય રીતે બનાવવાં જોઇએ. તેમ જ જ્યાં દેરાસરો જીર્ણ થયાં હોય ત્યાં નવાં બંધાવવાની ઈચ્છા ન કરતાં તે જીર્ણનો જ ઉદ્ધાર કરવો જોઇએ.

થોડાં દેરાસરો જ્યાં હોય છે ત્યાં સાચવણી અને ગામમાં ઐક્યતા બની રહે છે. આજકાલ કળીકાળનો મહિમા કહો

કે કુસંપનું જોર કહો, જે ગામમાં જેટલા દેરાસર હોય છે તેના વહિવટ અને સાચવણી માટે તે ગામમાં તેટલા વિભાગો પડી જાય છે. એક દેરાસરજીમાં ધનનો વધારો હોય તો ટ્રસ્ટીઓ બીજા દેરાસરજીના રક્ષણ કે મરામત યા ખરચ માટે તેનો ઉપયોગ કરતાં અચકાય છે એ કેટલી બધી શોચનીય સ્થિતિ ગણાય? ઉપાશ્રય માટે પણ આવી જ સ્થિતિ છે જે ગામમાં જેટલા ઉપાશ્રય તેટલા તે ગામના સંઘના કટકા થયેલા જોવામાં આવે છે. તેનું રક્ષણ અને તેમાં ધર્મક્રિયા કરવાના બહાના નીચે સંઘનો જથ્થો તેટલા ભાગમાં વહેંચાઈ જાય છે. ઉપજ અને ખરચ માટે વારંવાર કલેશો કરે છે. અને પરિણામે આખા ગામમાં કુસંપના બીજ રોપાય છે. આ પ્રમાણે કેટલાએક ગામમાં અત્યારે આ પ્રમાણે બનતું નજરે દેખાય છે. માટે શ્રાવકોએ ખાસ સાવચેતી રાખી જરૂરીયાતથી અધિક દેરાસરજી કે ઉપાશ્રય વધારવા માટે જરાપણ પ્રયત્ન ન કરવો, પણ તેના રક્ષણને માટે તથા તેની ઉપયોગીતા ઉપર ધ્યાન આપી ભક્તિ કરવા માટે જ સાવધાન રહેવું.

દેરાસરજીની ઉપજ વધારવા કરતાં બને ત્યાં સુધી સાધારણની ઉપજ વધારવા પ્રયત્ન રાખવો. કેમકે તે સાધારણમાંથી ગમે તે જરૂરીયાતવાળા ક્ષેત્રમાં તેનો ઉપયોગ કરી શકાય છે.



## જ્ઞાન.

જ્ઞાન-જ્ઞાની વિના રહેતું નથી. આધેય આધાર વિના ન હોય. જ્ઞાન આત્માનો ગુણ છે તે ગુણી આત્મા વિના રહી ન શકે. આ જ્ઞાનની વૃદ્ધિ થાય તે માટે દરેક મનુષ્યોએ પ્રયત્ન કરવો તે જ્ઞાન પ્રગટ કરવામાં મદદ તરીકે, ઉપયોગી સાધનો પુરાં પાડવા માટે જ્ઞાન દ્રવ્યનો ઉપયોગ કરવો. પાઠશાળાઓ ખોલવી અને તેમાં ચતુર્વિધ સંઘને જ્ઞાન ભણાવવાની સગવડતા કરાવી આપવી, તે સાથે જ્ઞાન આપનારને ઉપયોગી મદદ આપવી, જ્ઞાનના સાધન પુસ્તકાદિ તે મેળવી આપવા, તેમાં ઉપયોગી મુકામ આદિની સગવડ કરાવી આપવી.

જીનેશ્વર ભગવાનના જ્ઞાનનો દેશમાં બહોળો ફેલાવો થાય તે માટે તેવા ઉપદેશકો તૈયાર કરવા, અને તેમને જમાનાને અનુસરતી કેળવણી આપવી. તેમને જૈન ધર્મના સિદ્ધાંતોનાં રહસ્યો સમજાવવા અને દેશકાળ પ્રમાણે કેવે સ્થળે કેવી રીતે બોલવું તે સમજાવવું. તેની પરીક્ષાઓ લેવી અને તાત્કાલિક પ્રબળ અસર સામા શ્રોતાના મન પર કરી શકે, તેમને ઉત્તમ પ્રકારનો બદલો આપી ઉપદેશક તરીકે નીમવા. જો સાધુ-સાધ્વી વર્ગ આ કામમાં ઉપયોગીપણે જમાના અનુસાર વક્તા તરીકે બહાર આવવા ઈચ્છા કરે તો તેમનો ઉત્સાહ વૃદ્ધિ પામે તેવા માનપાનથી અને પદથી સત્કારિત કરવા.

આ સાથે જમાનાને અનુસરતી જેની વધારે ઉપયોગીતા

સિદ્ધ થાય તેવા અનેક ગ્રંથો નવીન લખાવવા. બનાવટી કલ્પિત નહિ પણ પૂર્વના પુસ્તકો ઉપરથી વિવિધ ભાષાઓમાં તે પ્રગટ કરાવવા નવો શણગાર પહેરાવી, જમાનાનુસાર પણ મૂળ આશય બદલાઈ ન જાય તેમ સુધારો વધારો ફેરફાર કરી તે પુસ્તકો છપાવવાં. જેમાં કોઇ મત-પક્ષની ખેંચાતાણ ન હોય પણ પોતાના ધર્મની ખુબીવાળી ગૌરવતા સાથે, સરલ શબ્દોમાં, યુક્તિપૂર્વક, પૂર્વાપર વિરોધ રહિત ભાવ જેમાં આવી શકે તેવા પુસ્તકો બહાર પાડવા. તથા અનેક ભાષાઓમાં છપાવીને તેનો ફેલાવો કરવો.

ટુંકામાં કહીએ તો જીનેશ્વર ભગવાનનું તાત્વિક જ્ઞાન જેમ બહોળા વિસ્તારમાં દુનિયામાં ફેલાવો પામે તેવી રીતે જ્ઞાન દ્રવ્યનો ઉપયોગ કરવો. તે જ્ઞાનદ્રવ્યનો સદુપયોગ છે.

વળી પાઠશાળા તથા કન્યાશાળાઓમાં ધર્મનું શિક્ષણ આપવા માટે જેમાં ટુંકામાં નવતત્ત્વ, આત્માની અમરતા, પુનર્જન્મ, કર્મનો બંધ, આવતા કર્મ કેમ અટકાવવા, પૂર્વનાં કર્મો કેવી રીતે કયા ઉપાયે કાઢી નાખવા, પુન્ય અને પાપના પરિણામો, દિવસ અને રાત્રિનું કર્તવ્ય, નીતિ-મય જીવન, વ્રત અને પચ્ચક્ખાણ તે શા માટે, અને કેટલા પ્રમાણમાં તેની જરૂર છે, તે તથા ધર્માભિમાન, કુળાભિમાન, જાતિઅભિમાન, દેશાભિમાન, તે શા માટે અને કેટલા પ્રમાણમાં ખીલવવું યોગ્ય છે ઈત્યાદિ વિવિધ વિષયોથી ભર-પુર નવા જમાનાને ઉપયોગી થઇ પડે તથા ધર્મ અને વ્યવહાર બન્નેમાં પ્રવીણ થઇ શકાય તેવાં પુસ્તકો વિદ્વાન

વર્ગ પાસે લખાવીને દરેક પાઠશાળાઓમાં તે ચલાવવા. તે બનાવવામાં, છપાવવામાં તન, મન, ધનનો ઉપયોગ કરવો. આ સર્વ જ્ઞાનદ્રવ્યનો ઉપયોગ છે.

## સાધારણ દ્રવ્ય.

આ દ્રવ્ય ઘણું ઉપયોગી છે. આ ક્ષેત્ર ઘણું વિશાળ છે. ઉપરના સાત ક્ષેત્રો અને તે સિવાયનાં બીજાં નાના મોટાં તમામ ખાતામાં આ દ્રવ્યનો ઉપયોગ કરવામાં હરકત નથી. નાનામાં નાના જંતુઓ, પશુ અને પક્ષીઓ તથા કોઈ પણ પ્રકારના નાત, જાત કે ધર્મના તફાવત વિના દરેક મનુષ્ય જાતને આ ખાતાના દ્રવ્યમાંથી મદદ આપવામાં હરકત નથી. આ માટે કોઇપણ વખતે હર્ષ કે શોકના પ્રસંગે જે દ્રવ્ય ધર્મ કે પરોપકાર માટે ખરચવાનું નક્કી કરવામાં આવે તે સાથે આ દ્રવ્યનો અમુક નાનો કે મોટો હિસ્સો બહાર કાઢવો. અને જરૂરીયાતના પ્રમાણમાં ગમે તે ખાતાને આ દ્રવ્યમાંથી મદદ આપવી.

અમુક નિયમિત મંદિર કે તીર્થ યા સાત ક્ષેત્રમાં કે પાંજરાપોળ યા જીવદયા ઇત્યાદિ ખાતાનું નામ પાડવા કરતાં સાધારણ ખાતે દ્રવ્ય ખરચવાનું નક્કી કરવામાં આવે તો તે ખાતામાંથી જે ખાતાને ચોક્કસ મદદ કરવાની જરૂરીયાત હોય તેમાં મદદ કરી શકાય, આ પ્રમાણે જ્યાં નથી કરવામાં આવતું ત્યાં કોઈ એક ખાતું ઘણા પૈસાવાળું થાય છે કે જેની અત્યારે જરૂરીયાત ઓછી હોય છે તેમાં દ્રવ્ય ભરપુર હોય છે, અને ખરી જરૂરીયાતવાળાં ખાતાંઓ દેવાદાર

હોય છે. આથી જે દ્રવ્યની મદદથી સમાજ આગળ વધવાનો હોય છે તે પાછળ પડી જાય છે અને વગર પ્રયોજને બીજા ખાતામાં દ્રવ્યનો ઉપયોગ કરવામાં આવે છે કે જેની ઉપયોગીતા અત્યારે ભાગ્યે જ સ્વીકારી શકાય, આ સ્થિતિ ઘણી સુધારવાની જરૂરીયાત છે.

## સ્વામીવચ્છલ.

સ્વધર્મી-એક ધર્મ પાળનાર-મનુષ્યોનું હિત કરવું ભલું કરવું, તે સ્વામીવચ્છલ છે. ધનવાન મનુષ્યોએ પોતાના કુટુંબમાં, નાતમાં સંઘમાં અને એક ધર્મ પાળનાર મનુષ્યોના સમુદાયમાં, કોઇપણ મનુષ્ય દુઃખી ન રહે તે માટે ઘણી જ સાવચેતી રાખવી, રોગીઓના રોગો મટાડવા, દવા પ્રમુખની મદદ આપવી, નિરાધારોને આધાર આપવો, નિરાશ્રિતને આશ્રય આપવો દુઃખીઓને દિલાસો આપવો. ગરીબોને મદદ આપવી, ના હિમ્મતને હિમ્મત આપવી, મહેનતુને રસ્તે ચડાવવા, બુદ્ધિમાનોને વ્યાપારાદિ કાર્યમાં યોજવા, ઇત્યાદિ અનેક પ્રકારે મદદ આપી સ્વધર્મીની ભક્તિ કરવારૂપ સ્વામીવચ્છલ કરવો.

હાલ સ્વામીવચ્છલનો અર્થ અમુક ગામના સંઘે એકઠા મળી જમવું એવો સાંકડો એક પક્ષવાળો જે કરવામાં આવે છે એ ખરેખર શોચનીય છે!

કદાચ એક સાથે બેસી જમવાથી એકબીજાની પ્રીતિમાં વધારો થાય એ કારણ કોઇ એક અપેક્ષાએ યોગ્ય હશે.

અથવા સુખી જમાનામાં પૈસા ખરચવાનો કે સાથે એકઠા મળી જમવાનો પ્રસંગ ઓછો હશે તે વેળાએ આ જમવાનું નામ સ્વામીવચ્છલ આપવા માટે યોગ્ય ધાર્યું હશે. પણ અત્યારે પોતાની કોમના સ્વધર્મ પાળનાર મનુષ્યો જ્યાં અન્ન વિના, કે વેપાર રોજગાર વિના ગરીબાઇમાં સડતા હોય, કાલે ખાવાનું ઠેકાણું જ્યાં ન હોય આવી સ્થિતિમાં આવી પડયા હોય ત્યાં પણ તેવા વખતમાં પણ જમવું એજ સ્વામીવચ્છલ મનાય તો એના જેવું બીજું ખેદકારક શું હોઈ શકે?

એવા પૈસાથી ગરીબોને ધંધે ચડાવાય, બુદ્ધિમાનોને વિદ્યા અભ્યાસ કરાવાય, નિરાધારોને આધાર અપાય અને ભૂખ્યાને ભોજન કરાવાય આનું નામ આ જમાનામાં સ્વામીવચ્છલ રાખવામાં નહિ આવે તો કોમ પાયમાલ થઈ જશે કોમની આબાદ સ્થિતિ વખતે જમવા રમવામાં આનંદ માનો તો તમને કોઈ કહેનાર પણ કદાચ ન મળે, પણ વિચારવાન જમાનામાં કોમની નિર્ધન સ્થિતિ વખતે પેટને માટે ધર્મને વેચવાનો પ્રસંગ આવતો હોય તે વખતે તેવા જમાનામાં પણ જમવામાં આનંદ મનાય તો પછી એ કોમ બુદ્ધિમાન છે એમ કોણ કહેશે? માટે સ્વધર્મનું હિત કરવું એજ સ્વામીવચ્છલનો ખરો અર્થ છે એ ધ્યાનમાં રાખી અવસર ઉચિત વર્તન રાખવું.

## તીર્થયાત્રા.

ગૃહસ્થોએ વર્ષમાં એકાદવાર તીર્થયાત્રા કરવી; તીર્થ એટલે જેનાથી તરાય તે તીર્થ. જ્યાં જવાથી મનના

પરિણામ નિર્મળ થાય, વિષય કષાય ઓછા થાય, વિવિધ પ્રકારની પૌદ્ગલિક ઇચ્છાઓ નાશ પામે, આત્મા ઉજ્જવળ થાય, સત્ય પ્રાપ્ત થાય તે તીર્થ કહેવાય છે.

સ્થાવર અને જંગમ એમ બે પ્રકારના તીર્થો છે. જે સ્થળે તીર્થંકર દેવના જન્મ, દિક્ષા, કેવળ અને નિર્વાણ કલ્યાણકો થયાં હોય, જ્યાં તે જીવન્ત પ્રભુનું વિચરવું વિશેષ થયું હોય, જ્યાં કોઇ મહાત્માઓને-જ્ઞાનીઓને કેવળ-જ્ઞાન થયેલ હોય, જ્યાં તે મહાન પુરુષોએ વિશેષ સ્થિરતા કરી જ્ઞાન ધ્યાન કર્યાં હોય તેવી ભૂમિકાઓ તે સ્થાવર તીર્થ ગણાય છે.

તે તીર્થભૂમિને સ્પર્શવાથી, ત્યાં તેમની યાદગીરીના ચિહ્નો, દેવાલયો, પાદુકાઓ, સ્તુભો વિગેરેના દર્શન કરવાથી તે મૂળ મહાન પુરુષોનું સ્મરણ થાય છે, તેમના અદ્‌ભુત-અલૌકિક-કર્તવ્યો યાદ આવે છે, તેમના અપૂર્વ અને પ્રચંડ પુરુષાર્થનું સ્મરણ થાય છે, તેથી હૃદયમાં અપૂર્વ આહ્‌લાદ ઉત્પન્ન થાય છે, મન વિકાસ પામે છે, ભાવના વૃદ્ધિ પામે છે, આનંદ ઉલ્લસે છે, પરિણામોની ધારા વિકાસ પામે છે, પરિણામની ઉત્કટતાથી અપૂર્વ વીર્ય-ઉત્સાહ બહાર આવે છે, આવી અપૂર્વ જાગૃતિવાળા શુભ પરિણામે શુદ્ધ ઉપયોગે મહાન ક્લિષ્ટ કર્મનો નાશ થાય છે; અપૂર્વ પુન્યાનુબંધી પુન્ય બંધાય છે. ગુણાનુરાગ વધે છે, સત્ય સમજાય છે, કર્તવ્ય કરવા પ્રેરણા થાય છે. અને થોડા વખતની પણ તીવ્ર ભાવનાના પરિણામે અપૂર્વ વિચારોની શ્રેણી લંબાય છે.

આવી પ્રબળ ભાવનામાં આત્માની વિશુદ્ધિ વૃદ્ધિ પામે છે, અપૂર્વ શાંતિ પ્રગટ થાય છે, આત્માનો દિવ્ય આનંદ પ્રગટ થાય છે.

આત્મા નિમિત્તવાસી છે. જેવું નિમિત્ત તેવી લાગણીઓ હૃદયમાં ઉદ્દ્ભવે છે. અહીં નિમિત્ત ઉત્તમ હોવાથી ભાવનાઓ ઉત્તમ થાય છે. તેનું ફળ પણ ઉત્તમ જ છે.

ગૃહની સર્વ જંજાળોનો થોડા દિવસને માટે ત્યાગ કરેલો હોવાથી યાત્રાના સ્થળોમાં મન તે સંબંધી ઉપાધિથી મુક્ત રહે છે વિષય વિકારોનો ત્યાગ કરાય છે. કષાયોને દૂર કરવામાં આવે છે. વિકથાઓ વેગળે મૂકાય છે સત્સંગ, સત્કથા અને સત્યનું જ શોધન એ વાતોની મુખ્યતા અહીં હોય છે. ઘર મૂકી, અનેક દ્રવ્યનો ખર્ચ કરી કુટુંબથી છુટો પડી, વ્યવહારને અળગો કરી હું અહીં શા માટે આવ્યો છું ? આ તીર્થ ભૂમિમાં મારું કર્તવ્ય શું છે ? એ વાત યાત્રા કરનારની લક્ષ બહાર હોતી નથી.

આ તીર્થ ભૂમિમાં યા તીર્થ ભૂમિએ જતાં રસ્તામાં છ "રી" પાળવાની હોય છે. **એકલ આહારી.** એક વખત દેહને પોષણ મળે તો ધર્મકાર્યમાં શરીર શિથીલ અને નિરુત્સાહી ન થાય તે માટે એક વખત સાદું ભોજન કરે છે,

**સચિત્તપરિહારી**—ખાવા પીવા મોજશોખ માટે અનેક દિવસો છે. આ તીર્થ ભૂમિમાં તો આત્મસાધન કરવા માટે આવેલ છું, માટે વિકાર ઉત્પન્ન કરે તેવો માદક આહાર

ન લેતાં, સાદો જલ્દી પાચન થાય તેવો; પ્રમાદ ન થાય પણ જાગૃતિ બની રહે તેવો, અચિત્ત નિર્દોષ આહાર કરું. આ ભાવના હોય છે, બની શકે તો તપશ્ચર્યા કરે છે.

**પગચારી**—તીર્થ ભૂમિ પગે ચાલી સ્પર્શે છે. ગાડાં, અને વિવિધ વાહનોનો આશ્રય તે લેતો નથી, ચાલવાની શક્તિ હોય તો નરવાહન-ડોળીનો પણ આશ્રય ન લેતાં પગથી તે ભૂમિ સ્પર્શી વિવિધ ભાવના ઉત્તેજીત કરે છે.

**ગુરુસાથવિહારી**—તીર્થ ભૂમિમાં ગુરુમહારાજની સાથે ચાલે છે તેથી પોતાનું કર્તવ્ય વિશેષ સ્મરણમાં રહે છે. ધર્મ કથા અને સત્યની વિચારણાથી પોતાનું સાધ્ય લક્ષ-બિંદુ વારંવાર સ્મરણમાં રહે છે અને તેથી બીજા કોઇપણ કાર્યમાં તે પ્રવૃત્તિ કરતો નથી.

**બ્રહ્મચારી**—આ તીર્થ ભૂમિમાં ઘેરથી નીકળ્યો ત્યારથી તે બ્રહ્મચર્યનું પાલન કરે છે, પોતાની મન, વચન, શરીરની શક્તિનો વ્યય પરમાર્થ સાધવા માટે કરવાનો હોવાથી તેવા કોઇ પણ કાર્યમાં તેનો દુરુપયોગ તે કરતો નથી.

**ભોંયસંથારી**—બને ત્યાં સુધી તે જમીન ઉપર એકાદ સામાન્ય વસ્ત્ર પાથરી સૂવે છે, મુનિઓની નિરંતર આવી પ્રવૃત્તિની ભાવના યાદ કરી, અલ્પનિદ્રા કરી, બહુ જાગૃત રહી જ્ઞાન ધ્યાનમાં રાત્રિનો વિશેષ વખત તે ગાળે છે.

તીર્થ ભૂમિમાં એકાંત, પવિત્ર ભાવની વૃદ્ધિ થાય તેવા સ્થળે બેસી મહાન પુરુષોના ગુણોનું સ્મરણ, અનુમોદન કરવું.

તેમના વર્તન પ્રમાણે અનુકરણ થાય તેટલું કરવા માટે પ્રવૃત્તિ કરવી. પરમેષ્ઠિ મંત્રનો જાપ કરવો ધ્યાન કરવું.

## તપ જપ ધ્યાનથી પાપ ખપાવે.

આ મહાવાક્ય ધ્યાનમાં રાખવું તપ જપ અને ધ્યાનથી પાપ ખપે છે, પણ વાતો કરવાથી કે આંટા ફેરા મારવાથી કાંઈ વળતું નથી. એ વાત બહુજ યાદ રાખી બને તેટલો આ તીર્થ ભૂમિમાં તપ કરવો, જાપ કરવો, ધ્યાન કરવું, અને એ રીતે કર્મ ખપાવવા.

વળી અહીં કોઈ ઉત્તમ જીવન ગાળનારા સાધુ, મહાત્મા પુરુષો હોય તો તેમની પાસે જવું. કારણ કે તીર્થ ભૂમિ પણ આપણી ભાવના-લાગણીના પ્રમાણમાં ફાયદાજનક થાય છે અને આવી લાગણીઓ કે ભાવનાઓની વૃદ્ધિ આ મહાત્માઓના ઉપદેશથી જ થાય છે માટે સ્થાવર તીર્થ કરતાં આ જંગમ તીર્થ ભૂત સમદર્શી-આત્મજ્ઞાની-સાધુઓ અધિક ફાયદો કરનારા છે એ વાત ધ્યાનમાં રાખી તીર્થ ભૂમિમાં જતાં જ આવા મહાન પુરુષો કોઈ અહીં છે કે નહિ, તેની પ્રથમ તપાસ કરવી, તેમની પાસે જવું, વંદન કરવું, ભોજન આદિ તેમને આપવાં, તેમનો સંગ કરવો, સત્ય પૂછવું, સત્ય સંભળાવવા વિનંતિ કરવી, પોતાનું કર્તવ્ય બતાવવા કહેવું અને તેઓ આપણી યોગ્યતાનુસાર જે કાંઈ કર્તવ્ય બતાવે તે પ્રમાણે એકાંત સ્થળે બેસી પ્રયત્ન કરવો. પ્રમાણે વર્તન કરવું.

જેટલા દિવસો તીર્થભૂમિમાં રહેવાય તેટલા દિવસ આવા

જ્ઞાની પુરુષોની હિતશિક્ષાથી વંચિત ન રહેવું, પણ વખત મળતાં તેમની પાસે અમૂલ્ય આત્મહિતકારી કર્તવ્યો સાંભળવાં. સાંભળીને તરત દૂર ખસી જઇ કર્તવ્ય પરાયણ થવું પણ નકામો તેમના અમૂલ્ય વખતનો ભોગ ન લેવો. કારણ આપણા કરતા તેમનું જીવન દુનિયાને વધારે ઉપયોગી છે તેમાં વિઘ્નભૂત ન થવું પણ કર્તવ્ય પુછવામાં પાછા ન હઠવું. તેઓ મહાન દયાળુ હોય છે તેથી વખતનો ભોગ આપીને પણ આપણને રસ્તે ચડાવે છે.

તીર્થભૂમિમાં આવીને દાન આપવું, શીયળ પાળવું, તપશ્ચર્યા કરવી અને ભાવનાને સુધારવી તથા વધારવી, ગરીબ, અનાથ, રોગી, દુઃખી આદિનો ઉદ્ધાર થાય તેમાં દ્રવ્યનો ઉપયોગ કરવો, યોગ્ય મદદ આપવી. આવી રીતે જેટલા દિવસની અનુકૂળતા હોય તેટલા દિવસ ધર્મધ્યાનમાં પસાર કરી પાછા પોતાના વતન તરફ વળવું.

તીર્થભૂમિમાં વિશેષ રહેવું નહિ કેમકે તેથી તીર્થનો આદર ઘટી જાય છે. પરિણામ નિર્ધ્વંસ થાય છે. ખાવા, પીવા, બોલવા, નિંદા કુથલી, ઇર્ષા, આદિમાં સ્વતંત્રતા થઈ આવે છે તેથી પતિત થવાય છે માટે તીર્થભૂમિમાં થોડું રહેવું, પણ ઘણું કામ સિદ્ધ કરીને પાછા આવવું. વિષય, કષાય પાતળા પાડી નાખવા, ગુણાનુરાગ વધારવો, દેહ અને ધનાદિ ઉપરથી મમત્વ ઓછો કરવો તીર્થમાં ઘણું રહેનારાના પરિણામો ઘણા જ હલકા હોય છે, તીર્થમુંડિયામાં તેને ગણવામાં આવે છે. ગરીબ, ભોળાંઓને છેતરવામાં, વિશ્વાસઘાત કરવામાં કે નીચ વર્તન ચલાવવામાં તેમને મન

શંકા રહેતી નથી. આવી સ્થિતિ થતાં તીર્થભૂમિ એ આનંદ ભૂમિને બદલે ખેદની ભૂમિકા થઈ પડે છે.

## અંતિમ કર્તવ્ય.

ગૃહસ્થોએ પોતાની મરણ અવસ્થા નજીક આવતાં પરલોક ગમનને માટે આનંદપૂર્વક બધી તૈયારીઓ કરી રાખવી. આત્મા અમર છે, દેહ બદલાય છે, જુનું ઘર મૂકી નવા ઘરમાં રહેવા જવું, જુનો ડગલો ઉતારી નવો ડગલો પહેરવો આમાં ખેદ નહિ પણ જેમ આનંદ માનીએ છીએ તેમ જુનું જીર્ણ દેહ મૂકી નવા દેહમાં જવું તે આનંદદાયક છે. પણ ખેદરૂપ નથી. ગમે તે પ્રસગે દેહનો અવશ્ય ત્યાગ કરવો તો છે જ.

તીર્થંકર દેવ, ઇન્દ્રાદિ સમર્થ દેવો. ચક્રવર્તી જેવા રાજાઓ. મહાન બળવાન યોદ્ધાઓ એ સર્વેને પણ આ માર્ગે પ્રયાણ કરવું પડયું છે તો પછી બીજાઓની તાકાત છે કે એ નિયમનો અનાદર કરી શકે ? નહિ જ.

વિશેષ એ છે કે જેણે આ જિંદગી સાર્થક કરેલ છે. વ્રત, તપ, જપ, પરોપકાર, દયા, દાન ઇત્યાદિ સત્કર્તવ્યોમાં મન વચન શરીરની શક્તિનો વ્યય કરેલ છે, જેઓએ સત્યને શોધ્યું છે. સત્ય સમજ્યા છે તેમને દેહનું મરણ તે આનંદનો દિવસ છે. તે સિવાયનાઓને માટે મરણ તે દુઃખનો દિવસ છે. શોકનો દિવસ છે. દિલગીરીનો દહાડો છે. કારણ કે તેણે આગળ જઈ શાંત લેવાય તે માટેની તૈયારી કરી નથી, સુખ પછી દુઃખ મળવાનું છે, અનેક જીવોને ત્રાસ

આપ્યો છે, સંતાપ્યા છે, અનેક કાળા, ધોળાં કર્યાં છે, વિષય કષાય, અને અજ્ઞાનમાં જીવન ગુજારેલું છે તેનો ત્યાં બદલો મેળવવાનો છે. બદલો ભોગવવાનો છે તેથી મરણ દુઃખરૂપ છે. પણ જેણે જિંદગીનો ખરો લાભ લીધો છે, અનેક વ્રત, તપ, જપ, પરોપકારાદિ નિષ્કામ બુદ્ધિથી કરેલ છે, વિષય કષાયોને પાછા હઠાવ્યા છે, ઇંદ્રિયોને વશ રાખી છે, મનને વશ કરેલ છે, સત્ય આત્માને સમજ્યા છે, સત્યને પામ્યા છે, અનુભવ કરેલ છે તેને મરણ એ આનંદનો દિવસ છે, કારણ તેમને માટે સઘળી તૈયારીઓ આગળથી થઈ ગઈ છે. જેમ કોઇ પુન્યવાન રાજા પાંચ, પચાસ ગાઉ દૂર જવાનો હોય ત્યાં આગળથી તેના માણસોએ જઇને મુકામ અને ભોજન આદિ સામગ્રી તૈયાર રાખી હોય તો તેને કોઇ જાતની ખાવાપીવા કે મકાનની ચિંતા રહેતી નથી. તેને તો ગાડીમાં બેસી જવાનું અને તૈયાર રસોઇ પર બેસવાનુ છે. તેમ આ ભાગ્યવાન જીવને માટે પણ આગળ બધી તૈયારીઓ થયેલી હોવાથી મરણ આનદરૂપ છે, નિર્ભાગ્ય–નિર્ધન માણસને જેમ પાંચ પચાસ ગાઉ જવું હોય અને ત્યાં જરાપણ સગવડ નહિ તેથી જે ખેદ થાય છે તે આને હોતો નથી.

વળી આત્મા અમર છે. દેહમાં જ ફેરફાર થાય છે. આ વાતનો ચોક્કસ અનુભવ થયેલો હોવાથી તથા આ માયિક પ્રપંચ સાથે તેને તેવી સ્નેહવાળી લાગણીઓ ન હોવાથી જેમ નઠારા પાડોશીઓનો સહવાસ મૂકી સારા પાડોશીની પાસે રહેવા જવામાં ખેદ નહિ પણ આનંદ થાય છે, તેમ આ મરણ તે જ્ઞાનીઓને મન ઓચ્છવનો દિવસ છે.

આ મરણ પ્રસંગના પહેલાં જો ત્યાગમાર્ગ ગ્રહણ કરાય તો ઉત્તમ વાત છે પણ જેઓ વ્યવહારિક પ્રતિબંધ અને શારીરિક નિર્બળતા અથવા તેવાં જ કોઇ કારણસર ત્યાગ માર્ગ ગ્રહણ ન કરી શકે તેમ હોય તે ગૃહસ્થોએ પોતાના મરણ પહેલા આ દુનિયાના તમામ સંબંધોથી મનને પાછું ખેંચી લેવું, જ્ઞાનદષ્ટિવડે પોતાને તે સંબંધોથી અલગ કરી દેવો.

જે મિલ્કતનો સન્માર્ગે વ્યય કરવો હોય તે પોતાની હૈયાતિમાં જાગૃત અવસ્થામાં કરી લેવો. ઘણી વખત માણસોના મનોરથો મનમાં રહી જાય છે અને ઓચિંતા દેહનો ત્યાગ કરવો પડે છે અથવા પાછળથી સ્વાર્થી કે લોભી મનુષ્યો તેનો સદુપયોગ કરતા નથી. કરે છે તો યોગ્ય જરૂરીયાતને માર્ગે નથી થતો. કેટલાક તો મરવા પડયા પછી ને બેભાન થાય ત્યારે કહે છે કે બાપા ! હજાર રૂપિયા તમને પુન્યના આપું છું. તમારી પાછળ ખરચીશ પણ અફસોસ ! બેભાન સ્થિતિવાળો માણુસ સાંભળે તો અનુમોદન કરે ને ! આવી સ્થિતિ ન થાય તે માટે પોતાને હાથે જરૂરીયાતવાળા સ્થળે તેનો ઉપયોગ કરી દેવો. અને પછી ઘર દ્રવ્યાદિ ઉપરથી પોતાનો મમત્વભાવ ઉઠાવી લેવો.

પોતાનું આયુષ્ય કેટલું છે તેનો નિશ્ચય કરવો. આ નિશ્ચય દૈવિક પ્રયોગથી, કે કાળજ્ઞાનથી કરવો.

આયુષ્ય કેટલું બાકી છે તેનો નિર્ણય થતાં જાગૃતિ કોઈ જુદા જ પ્રકારની રહે છે. ક્ષણે ક્ષણે તે દેહના મરણની નજીક

જતો હોવાથી ઉપયોગની જાગૃતિ સૂક્ષ્મ યાને તીવ્ર રહે છે. કેમકે તેણે દુનિયાની તમામ આશા, ઈચ્છા અને જાનમાલથી હાથ ઉઠાવી લીધેલા હોય છે એટલે મનનું ખેંચાણ કરે તેવું કોઈ સ્થાન રહેલું ન હોવાથી પોતાના સ્વરૂપ તરફ જ તેની લાગણીઓ વળેલી હોય છે.

આવે પ્રસંગે કોઈ આત્મજ્ઞાની ગુરુનો સમાગમ થાય. આજુબાજુ હોય અને ત્યાં ચડી આવે તો તો પછી ખરેખર તેનો ભાગ્યોદય થયો જ સમજવો. કારણ કે તે ગુરુ પણ આત્મભાનમાં પૂર્ણ જાગૃત હોવાથી તેના તરફથી મળતી સાવચેતી અલૌકિક હોય છે, ભૂલાયેલું ભાન જાગૃત કરાવે છે, અને કોઇ નજીકનો જ્ઞાન કે યોગનો માર્ગ બતાવી તેની મનોવૃત્તિઓને આત્મપ્રવાહ વાહી–વહન કરનારી કરી દે છે. આવા ગુરુનો યોગ મહાન ભાગ્યોદય હોય તો જ મળી આવે છે, તેના અભાવે સારા વિચારવાળા માણસોને પાસે રાખવા તે પણ સારું છે.

## કાળજ્ઞાન.

મરણ નજીક આવેલું છે તેની ખાત્રી માટે શાસ્ત્રમાં અનેક પ્રકારનાં કારણો બતાવેલ છે. આ કારણોની તપાસ રાખતા રહેવાથી મરણના વખતનો નિર્ણય પોતાના માટે કરી શકાય છે.

રોહિણી નક્ષત્ર, ચંદ્રનું લાંછન, છાયા પુરુષ, અરૂન્ધતિનો તારો અને ભ્રકુટી, આમાંથી કોઇપણ ન દેખાય તો એક વર્ષે મરણ થાય.

આંખની કીકી તદ્દન કાળી અંજન સરખી દેખાય, રોગ, વિના અકસ્માત્ તાળુ, હોઠ સુકાય, મોઢું ઉઘાડવાથી ઉપરના અને નીચલા દાંત વચ્ચેના ઉભા આંતરામાં પોતાના હાથની ત્રણ આંગળી ન સમાય; ગીધ, કાગડો, પારેવો અને બીજો કોઇ માંસભક્ષી પંખી માથા ઉપર બેસે તો છ મહીને મરણ થાય.

ચદ્રને ઉગ્ર, સૂર્યને ઠંડો. જમીનમાં અને સૂર્યમંડળમાં છિદ્ર દેખાય, જીભને કાળી, મોંઢાને તદ્દન લાલ જુવે, તાળવું કંપે, મનમાં શોક થાય, શરીરના અનેક જાતના વર્ણો થઇ બદલાયા કરે, નાભિથી અકસ્માત હેડકી ઉપડે તો બે મહિને મરણ થાય.

હ અક્ષર બોલતાં જો શ્વાસ ઠંડો બહાર નીકળે અને ફુત્કાર કરવાથી શ્વાસ ગરમ બહાર આવે, યાદશક્તિ ન રહે, શરીરનાં હાથ, પગ, અને માથું એ પાંચે અંગો ઠંડા થઈ જાય તો જાણવું કે દશ દિવસથી અધિક જીવન હવે બાકી નથી.

શરીર અર્ધું ઉનું અને અર્ધું ઠંડું થઇ જાય. કારણ સિવાય અકસ્માત શરીરમાં જવાળા બળ્યા કરે તો સાત દિવસે મરણ થાય.

સ્નાન કર્યા પછી તરત જ જો પગ અને હ્રદય સુકાઈ જાય, અને બીજા ભાગો ન સુકાય તો છઠ્ઠે દિવસે મરણ સમજવું મડદાની માફક મહાન ખરાબ દુર્ગંધ શરીરમાંથી નીકળે અને શરીરનો વર્ણ બદલાય તો તે ત્રીજે દિવસે મરણ પામે.

પોતાની નાસીકા, જીહ્વા, ગ્રહો, નિર્મલ દિશા અને સપ્ત-ઋષિના સાત તારાઓ તે જોવામાં ન આવે તો બે દિવસે મરણ થાય.

ભ્રકુટી ન દેખાય તો નવ દિવસે મરણ થાય, કાનમાં આંગળીઓ નાખી બંધ કરવાથી અંદર જે શબ્દ થતા સંભળાય છે તે ન સંભળાય તો પાંચ દિવસે મરણ થાય. નાકની ડાંડીનો અગ્ર ભાગ ન દેખાય તો સાત દિવસે મરણ થાય.

આંખની કીકી ન દેખાય તો ત્રણ દિવસે મરણ થાય અને જીભ ન દેખાય તો એક દિવસે મરણ થાય.

ઇત્યાદિ જાણવા માટે અનેક ઉપાયો કાળજ્ઞાન, રિષ્ટ સમુચ્ચય, યોગ શાસ્ત્રાદિ ગ્રંથોમાં બતાવેલ છે તે ઉપરથી મરણનો નિશ્ચય કરવો.

અથવા મરણ વહેલું આવે કે મોડું આવે પણ બધી તૈયારીઓ આગળથી કરી રાખવી. મનમાં પશ્ચાતાપ ન થાય કે અમુક ઉત્તમ કાર્ય કરવાનું હું ભૂલી ગયો, બાકી રહી ગયું કે કરી ન શકયો.

છેલ્લા પ્રસંગે વિશેષ પ્રકારે સર્વ જીવોને ખમાવવા, કોઈ સાથે વેર વિરોધ ન રાખવો, કરેલા પાપનો પશ્ચાત્તાપ કરવો, વ્રતો ફરી ગ્રહણ કરવાં, અથવા મહાવ્રત ઉચ્ચરી લેવાં. ધર્મના કાર્યો પોતાને હાથે થયેલ હોય તેની અનુમોદના કરવી દેહાદિ ઉપરથી મમત્ત્વનો ત્યાગ કરવો, અણુસણ કરવું, પરમેષ્ઠિ મંત્રનું સ્મરણ રાખવું, અરિહંત, સિદ્ધ,

સાધુ અને ધર્મનું શરણુ લેવું, અઢાર પાપસ્થાનકોનો ત્યાગ કરવો, અને આત્માની અમરતામાં મનને લીન કરી દેવું. ભ્રકુટીમાં મનને સ્થાપન કરી ધીમે ધીમે શ્વાસને મંદ કરી નિરંજન, નિરાકાર સ્વરૂપની ધારણા કરી મનને બ્રહ્મરંધ્રમાં સ્થિર કરી દેહનો ત્યાગ કરવો.

કુંટુંબીના મરણ પછી રડવા કુટવાનું બંધ કરી આત્માને શાંતિ મળે માટે પરમાત્માનું સ્મરણ કરવું. ધર્મધ્યાનમાં ઉજમાળ થવું. દેહની અસારતાને યાદ કરી મોહ મમત્વ ઓછું કરી ધર્મપરાયણ થવું તથા જે દેહીનો વિયોગ થયો છે તેના ઉત્તમ ગુણોનું વારવાર સ્મરણ કરીને તેવા ગુણોનું અનુકરણ કરવા તત્પર થવું.

આ પ્રમાણે આ ગૃહુસ્થ ધર્મ અહીં સમાપ્ત થાય છે તેમાંથી જે કાંઈ ગ્રહણ કરી, તે પ્રમાણે વર્ત્તન કરવાને પોતાની શક્તિ હોય તે પ્રમાણે ગ્રહણ કરી આત્માને પવિત્ર કરવો.

**इति श्री तपागच्छीय श्रीमान्मुक्तिविजजीयगणि शिष्य पंन्यास कमलविजयजीगणिस्तच्छिष्य–पंन्यास–केशरविजयजी-गणि विरचित–श्रावक–गृहस्थ–धर्म–नामक–ग्रंथः विक्रमीय-संवत्सरस्य एकोनविंशतिशतत्र्युत्तर सप्तति वर्षे पोष शुक्ल प्रति-पदे समाप्तः**



॥ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ ॥

શ્રી મુક્તિ-કમલ-કેશર-ચંદ્ર સદ્‌ગુરુભ્યો નમઃ
મુક્તિ-કમલ-કેશર-ગ્રંથમાળા ચન્દ્રપુષ્પ-૨

# નીતિમય જીવન

: લેખક :
પંન્યાસજી કેશરવિજયજી મહારાજ ગણિ.



: પ્રેરક :
શાંતમૂર્તિ પ. પૂ આ. વિજયપ્રભવચંદ્રસૂરીશ્વરજી
મ. સા ના શિષ્યરત્ન મુ. શ્રી હેમપ્રભવિજયજી મ.



છપાવી પ્રસિદ્ધ કરનાર
વિજયચંદ્રસૂરીશ્વરજી જૈન જ્ઞાનમંદિર
નવરંગ કોલોની હાઈકોર્ટની પાછળ
નવરંગપુરા અમદાવાદ-૯



## યોગ દીવાકર પ. પૂ. આચાર્ય શ્રીમદ્ વિજય-કેશરસૂરીશ્વરજી મ. સા.થી રચિત તત્ત્વજ્ઞાનથી ભરપુર પુસ્તકોની યાદી.

(૧) મહાવીર તત્ત્વ પ્રકાશ.
(૨) આત્મ વિશુદ્ધિ
(૩) નીતિ વિચાર રત્નમાળા
(૪) આત્માનો વિકાસક્રમ અને મહામોહનો પરાજય
(૫) પ્રભુને પંથે જ્ઞાનનો પ્રકાશ
(૬) આત્મજ્ઞાન પ્રવેશિકા
(૭) ધર્મોપદેશ તત્ત્વજ્ઞાન
(૮) નીતિમય જીવન
(૯) ગૃહસ્થ ધર્મ
(૧૦) આનંદ અને પ્રભુ મહાવીર
(૧૧) સમ્યગ્દર્શન
(૧૨) યોગશાસ્ત્ર ભાષાંતર
(૧૩) મહાબલ મલયાસુંદરી ચરિત્ર ભાષાંતર
(૧૪) સુદર્શના ચરિત્ર યાને સમળીવિહાર ભાષાંતર
(૧૫) પ્રબોધ ચિંતામણી
(૧૬) શાન્તિનો માર્ગ
(૧૭) ધ્યાન દીપીકા
(૧૮) દશવૈકાલીક સૂત્ર ભાષાંતર



# — નિર્દેશ —

"ગૃહસ્થ ધર્મ અને નીતિમય જીવન" આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ પ. પૂ. આચાર્ય શ્રી વિજયપ્રભવચંદ્રસૂરીશ્વરજી મ. સાહેબની પ્રેરણાથી પ્રકાશિત થાય છે. પુસ્તક કદમાં. નાનું છે પરંતુ વિચારોમાં વિશાળ છે, વિવિધ વિષયો ઉપર પ. પૂ ગુરુદેવનું પ્રેરણાત્મક ચિન્તન છે, આ લખાણુ ઉપરથી જ આત્માર્થી જીવોને જે વિભૂતિએ અંતરમાં વહેતા અનુભવના શ્રોતને શબ્દબદ્ધ કર્યો તેમના જીવનનો આછો ખ્યાલ તો જરૂર આવશે. ભાવ કરુણા અને વિશ્વ પ્રેમ એ સંતોનો સહજ સ્વભાવ છે. એ સ્વભાવને આધારે અજ્ઞાનના અંધારામાં અટવાતા જીવોને પ્રભુના પ્રકાશમય માર્ગે દોરવા માટે દીવાદાંડી સમાન આ ગ્રંથની રચના કરી આત્મામાં જ્યારે કષાય અને વિષયોની ખેંચાખેંચ ચાલતી હોય, આશા અને તૃષ્ણામાં આત્મા પોતાના મૂળસ્વરૂપને તદ્દન ભૂલી ગયો હોય, શાંતિ અને આનંદ માટે દોટ મૂકવા છતાં ક્ષણમાત્ર પણ શાંતિનો અનુભવ ન થતો હોય ત્યારે પોતાની વિસ્મૃત થયેલી શક્તિ અને સંપતિને સ્મૃતિમાં લાવી, તેનો આવિર્ભાવ કરવા માટે આ ગ્રંથના પ્રત્યેક શબ્દો ખરેખર એક આદર્શ ગુરુ અને શિક્ષકની ગરજ સારે છે અને સ્થગિત થયેલી જીવન માંગલ્ય સરિતાને પ્રવાહિત કરે છે. જીવનમાં નવું જોમ આપી શાન્તિ અને સમાધિનો અનુભવ કરાવે છે, જીવનમાં આવતી અવ્યવસ્થાઓ અને મૂંઝવણમાંથી પાર પામવાના માટે આ ગ્રંથ એક રાહદાર ભોમિયો છે.

પ્રત્યેક પ્રકરણોમાં જે ચિન્તન રત્નો સંકલિત કર્યા છે

તેને જો આત્મા વિવેક ગંભીર દૃષ્ટિએ વાંચે અને જીવનમાં અવતરણ કરે તો અજ્ઞાન જન્ય વાસનામય અંધકારમાંથી નીકળી માર્ગાનુસારી બની ક્રમિક વિકાસના સોપાનથી સિદ્ધિ ગતિમાં સાદિ અનંતકાળ સુધી વાસ કરી શકે છે.

સહુ કોઈ આનું વાંચન, મનન, નિદિધ્યાસન કરી જીવન પદ્મને વિકસાવે એજ મંગલ કામના.

લિ. અધ્યાત્મ જ્ઞાનદાતા

**પ. પૂ. ગુરુદેવના ચરણોપાસિકા**

**સા. જ્ઞાનશ્રીજી.**



# નીતિમય જીવનની પ્રસ્તાવના.

નીતિ અનેક પ્રકારની હોય છે છતાં સર્વનું સાધ્ય તો એકજ હોય છે કે ગમે તે પ્રકારે પણ વ્યવહાર વ્યવસ્થાસર, નિયમપૂર્વક અને અડચણ કે વિઘ્ન વિના ચલાવવો. સર્વ કોઈ પોતપોતાના કામમાં ખલેલ ન પહોંચાડે તે માટે અમુક માર્ગો યોજી રાખવા, કે ધોરણો નક્કી કરી આપવાં, જન-સમુદાય તે તે પ્રમાણે કોઇને અડચણ પહોંચાડયા સિવાય પ્રવૃત્તિ કરે આ સર્વ નીતિના બંધનનો હેતુ હોય એમ સમજાય છે.

જૈનાચાર્યોએ રાજનીતિ. ધર્મનીતિ, વ્યવહારનીતિ વિગેરેના ગ્રંથો લખેલા છે. આ નીતિમય જીવન નામનો ગ્રંથ વ્યવહાર તથા આત્મશાંતિના માર્ગમાં મદદગાર થાય તેવા પ્રકારનો છે. શાસ્ત્રમાં તેનું બીજું નામ માર્ગાનુસારી છે. એટલે ધર્મના માર્ગને અનુસરવાને–ચાલવાને લાયક થવામા ઉપયોગી એવો તેનો અર્થ થાય છે.

શ્રીમાન હરિભદ્રસૂરિ, શ્રીમાન હેમચંદ્રાચાર્ય અને તે સિવાયના બીજા આચાર્યોએ પોતાના ગ્રંથમાં આ નીતિમય જીવન માટે ઉલ્લેખ કરેલા છે.

સર્વ દેશ, કાળમાં નીતિ એક સરખી હોતી નથી, કારણ કે વ્યવહારનું ગાડું વ્યવસ્થાસર ચલાવવામાં જ્યાં જ્યારે, જેવી જેની જરૂરીયાત જણાય ત્યાં ત્યારે તેવી તેની પ્રવૃત્તિ કરવી પડે છે. આ નીતિનાં વાકયો કે જેનો સંગ્રહ પાંત્રીશ જેટલો નાનો છે છતાં તેનો મોટો ભાગ સર્વ દેશ કાળમાં ઉપયોગી થાય તેવો અને વિશેષ પ્રકારે ફેરફાર ન કરવો

પડે તેવો છે. આમાં પણ તેનો અપવાદ તો રહેલો છે જ.

નીતિ એ વ્યવહારની અથડામણીઓરૂપ જમીનના ખાડા અને ટેકરાને સરખા કરનાર સાધન છે, સમ્યગ્દર્શન એ જમીનને સાફ કરી ખેડનાર છે અને ધર્મ એ બીજ સમાન છે અને તેનું ફળ તે પરમ શાંતિ છે.

આ ગ્રંથના અધિકારી પહેલી ભૂમિકાવાળા સર્વે છે, શરૂઆત જ અહીંથી કરવાની છે. એટલે એકડા કે કક્કો શીખવાડનાર કહો તો આ ગ્રંથ તેવો જ છે. આમાં કહ્યા પ્રમાણે વર્તન કરવાથી આંક અને કક્કો આવડશે, પણ તે એકડા કે કક્કો શીખ્યા સિવાય ચોપડીઓ વાંચી ન શકાય એ ધ્યાન બહાર રાખવા જેવું નથી. અર્થાત્ મોટાં મોટાં વ્રત, પચ્ચક્ખાણ અને ધર્મ ધોરી આદિની પદવીઓ તે આ એકડા કે આંક વિના નિરૂપયોગી છે, એ વાત લક્ષમાં રાખીને પ્રથમથી જ આ ગ્રંથમાં કહ્યા પ્રમાણે વર્તન ચાલુ રાખવામાં આવશે તો આગળના વ્રતો કે અધિકારો રૂપ મીંડાં ઉપયોગી થઇ પડશે. એકડા ઉપર એક મીંડું ચડાવતાં દશ દશ ગણી કિંમત તેની થાય છે તેમ તે અધિકારીમાં સદ્ગુણોનો વધારો થશે.

આ ગ્રંથમાં ન્યાયથી દ્રવ્ય પેદા કરવું. સરખા કુળ, શીલવાળા અન્ય ગોત્રીઓની સાથે લગ્ન કરવું, દેશાચાર પ્રમાણે ચાલવું, કોઈના અવર્ણવાદ ન બોલવા, સારા પાડોશીઓની જોડે નિવાસ કરવો, ઘર તદ્દન ગુપ્ત કે ખુલ્લું અને અનેક દ્વારોવાળું ન રાખવું, ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ

કરવો, આવક અનુસારે ખરચ રાખવો, ધન અનુસારે વેશ પહેરવો, અજીર્ણ થતાં ભોજનનો ત્યાગ કરવો, પ્રકૃતિને અનુકૂળ અવસરે ભોજન કરવું, અયોગ્ય દેશ કાળમાં પ્રવૃત્તિ ન કરવી, બળ નિર્બળતાની તુલના કરવી, પોષ્ય વર્ગનું પોષણ કરવું, કર્યા ગુણને ભૂલી ન જવું, લોક વલ્લભ થવાય તેવાં કાર્યો કરવાં. આ સર્વ શરીર અને વ્યવહારને સુવ્યવસ્થાસર રાખનાર અને બનાવનાર સાધનો આ ગુણો છે. વળી પાપથી ભય રાખવો, ઉત્તમ આચરણવાળાની સોબત કરવી, માતાપિતા ગુર્વાદિનું પૂજન કરવું, નિંદનીય કાર્યમાં પ્રવૃત્તિ ન કરવી, બુદ્ધિના ગુણો ધારણ કરવા, નિરંતર ધર્મનું શ્રવણ કરવું, ત્રણ વર્ગને અન્યોન્ય બાધ ન પહોંચે તેમ પ્રવૃત્તિ રાખવી, અતિથિ, સાધુ, દીન આદિની સેવાભક્તિ કરવી, આગ્રહી ન થવું, ગુણનો પક્ષપાત કરવો, જ્ઞાની વૃદ્ધોની સેવા કરવી, દીર્ઘદૃષ્ટિ રાખી વિચાર કે પ્રવૃત્તિ કરવી, યોગ્ય અયોગ્યનો ભેદ સમજવો, લજ્જાળુ, દયાળુ, શાંત, પરોપકારી થવું, કામક્રોધાદિ અંતરંગ ષડ્ રિપુનો વિજય કરવો અને ઇંદ્રિયોને સ્વાધિન કરવી ઇત્યાદિ સદ્ગુણો પવિત્ર જીવન બનાવવાને પુરતા ઉપયોગી છે, એટલે એકંદર રીતે વિચાર કરીએ તો આ ગ્રંથ શરીરના ધર્મો, વ્યવહારના ધર્મો અને પારમાર્થિક કે આત્મિક સદ્ગુણો એ સર્વને કેળવવાના કે ખીલવવાના એક સાધન સમાન મહાન ઉપયોગી છે.

આ દરેક ગુણો ઉપર વર્તમાન બનાવવાળી તે તે વાતને પોષણ આપનારી કથાઓ આપવાની જરૂર હતી છતાં તેવા

અનુકૂળ પ્રસંગને અભાવે તેમ નથી બની શક્યું. વળી કોઈ પ્રસંગે તેમ બની આવે તો આ ગ્રંથની ગૌરવતામાં અને ઉપયોગીતામાં વધારો થાય તેમ બનવા યોગ્ય છે

આ ગ્રંથ વાંચીને તે પ્રમાણે વર્તન કરી, વાંચનારાઓ આ પછીની ભૂમિકાને સૂચવનારા ગ્રંથો ગૃહસ્થધર્મ, સમ્યગ્દર્શન અને ધ્યાનદીપિકાને લાયક થાય તેવી પરમ પુરુષ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ.

આ ગ્રંથ ૧૯૭૦નું ચોમાસું હું રાજકોટ હતો ત્યારે લખવામાં આવેલ છે. આ ગ્રંથ તૈયાર કરવામાં પ્રેરણા કરનાર રા. રા. ભાઈ મોહનલાલ સાકળચંદ છે, જેઓ હાલ જેતલપુર રાજ્યમાં પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ છે. તે પ્રસંગે તેઓ રાજકોટ કેમ્પમાં અમલદાર હતા. નીતિમય જીવન ગુજારવાની તેઓ પ્રબળ ઇચ્છાવાળા છે. દુનિયાના સર્વ જીવો આત્માનો અખંડ આનંદ પામો એવી પ્રબળ ઇચ્છા કરી અહીં જ વિરામ પામું છું.

સંવત ૧૯૭૩ના પોષ સુદ ૧, સોમવાર.

લિ. પં. કેશરવિજયજી ગણિ.

# શુદ્ધિ પત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૨ | જિણાણં | જિવાણ |
| ૨ | ૧૧ | દ્રાહ | દ્રોહ |
| ૬ | ૧૪ | જુઓકે | જોકે |
| ૧૨ | ૨ | સ્વચ્છઃદી | સ્વચ્છંદી |
| ૧૨ | ૧૧ | શીળ | શીલ |
| ૧૬ | ૧૪ | પરિણામે | પરિણામો |
| ૧૬ | ૨૦ | ફળદ્રપ | ફળદ્રુપ |
| ૧૮ | ૫ | લેવા | લેવો |
| ૧૯ | ૯ | ને | નો |
| ૨૦ | ૧૭ | નિવડ | નિવિડ |
| ૨૧ | ૧૩ | સહસ્મત | સમ્મત |
| ૨૧ | ૧૯ | ડયાં | ડયા |
| ૨૪ | ૧૬ | કર્મોઉદય | કર્મોદય |
| ૨૬ | ૧૫ | સલ્ય | શલ્ય |
| ૨૮ | ૬ | શકત | સક્ત |
| ૩૨ | ૧૭ | મથં | મર્થ |
| ૪૧ | ૧૧ | ઉદ્યૌ | ઉદ્યો |
| ૪૩ | ૧૩ | દીવા | દેવા |
| ૪૪ | ૨૨ | વાળા | વાળ |
| ૪૮ | ૨ | શ્રમણ | શ્રવણ |
| ૪૮ | ૯ | શ્રમણ | શ્રવણ |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૨ | ૧૬ | હાજન | હાજત |
| ૫૪ | ૫ | ખોરકથી | ખોરાકથી |
| ૫૪ | ૧૦ | લાકડાંએ | લાકડાં એ |
| ૫૫ | ૯ | ઉંદરનો | ઉદરનો |
| ૫૫ | ૧૦ | ન્યુન | ન્યૂન |
| ૫૬ | ૧૦ | પ્રમાણોપાત | પ્રમાણોપેત |
| ૫૬ | ૧૩ | અનુકુળ | અનુકૂળ |
| ૫૬ | ૧૪ | ,, | ,, |
| ૫૬ | ૧૮ | અઠમ | અઠ્ઠમ |
| ૫૬ | ૨૨ | અનુકુળ | અનુકૂળ |
| ૫૭ | ૧ | ,, | ,, |
| ૫૭ | ૫ | પાછો | પાછા |
| ૫૭ | ૭ | વિવિધ પ્રકારનાં | વિવિધપ્રકારના |
| ૫૭ | ૯ | અનુકુળ | અનુકૂળ |
| ૫૭ | ૯ | આહાર, પાણી | આહારપાણી |
| ૫૭ | ૧૩ | અનુકુળ | અનુકૂળ |
| ૫૭ | ૧૪ | ,, | ,, |
| ૫૮ | ૨ | આશક્ત | આસક્ત |
| ૫૮ | ૪ | આશક્તિ | આસક્તિ |
| ૫૮ | ૫ | ધનવાન્ | ધનવાન |
| ૫૮ | ૯ | વિષયાશક્ત | વિષયાસક્ત |
| ૫૮ | ૧૦ | ધર્મનાં | ધર્મના |
| ૫૮ | ૧૪ | આંહી | અહીં |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૦ | ૧૬ | કાંઇ પણે | કાંઈપણુ |
| ૬૦ | ૧૬ | થતાં | થતા |
| ૬૩ | ૧૭ | આવીને | આપીને |
| ૬૪ | ૧૯ | આવેલાં | આવેલા |
| ૬૭ | ૯ | છતાં | છતા |
| ૬૭ | ૧૩ | દાક્ષિણ્તા | દાક્ષિણ્યતા |
| ૬૮ | ૮ | ગુણેના | ગુણોનો |
| ૭૧ | ૧૭ | ઘરનાં | ઘરના |
| ૭૨ | ૨૦ | અનુકુળ | અનુકૂળ |
| ૭૩ | ૨ | ” | ” |
| ૭૩ | ૧૨ | સતાનીક | શતાનીક |
| ૭૩ | ૧૩ | સતાણીક | શતાનીક |
| ૭૩ | ૨૪ | ક ર | કરવો |
| ૭૪ | ૧ | શાલ્મલીનો | શાલ્મલીનું |
| ૭૪ | ૨ | વિસ્તારવાળો હતો | વિસ્તારવાળું હતું |
| ૭૪ | ૨૦ | શંસય | સંશય |
| ૭૪ | ૨૨ | તમારો | તમારું |
| ૭૪ | ૨૪ | રહેલો | રહેલું |
| ૭૬ | ૭ | તુ | તું |
| ૭૭ | ૩ | સુલવાટા | સૂસવાટા |
| ૭૭ | ૧૭ | મોટાં | મોટા |
| ૭૮ | ૩ | ઉદ્યાગકળા | ઉદ્યોગકળા |
| ૭૮ | ૯ | અનુકુળ | અનુકૂળ |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૮ | ૧૬ | અનુકુળ | અનુકૂળ |
| ૮૦ | ૧૫ | તપશ્ચયદિ | તપશ્ચર્યાદિ |
| ૮૨ | ૮–૨૩ | ઉમર | ઉમ્મર |
| ૮૨ | ૧૩ | પત્નિ | પત્ની |
| ૮૭ | ૧૫ | જળવાશી | જળવાસી |
| ૯૫ | ૧૦–૧૨ | સંકટાળ | શકડાલ |
| ૯૬ | ૨૦ | હે તો તે બહાર | હોય તો તે |
| ૯૯ | ૧૩ | રીદ્ધિની | ઋદ્ધિની |
| ૧૦૨ | ૪–૧૪ | કટુક | કટુ |
| ૧૦૬ | ૨૨ | પૂર્વનો પાપ | પૂર્વના પાપનો |
| ૧૦૮ | ૧૪ | સ્થિત | સ્થિતિ |
| ૧૦૯ | ૨૨ | વાહાલુ | વ્હાલું |
| ૧૧૧ | ૩ | આનંદિ | આનંદી |
| ૧૧૯ | ૬ | કરામાં | કરવામાં |
| ૧૨૦ | ૧૬ | ભાવ દ્રવ્ય | ભાવ |
| ૧૨૨ | ૧૮ | જીવના | જીવન |
| ૧૨૨ | ૨૦ | ભંગદરાદિ | ભગંદરાદિ |
| ૧૨૪ | ૨ | ષ્લાઘા | શ્લાઘા |
| ૧૨૫ | ૨૨ | સાદા | સદા |
| ૧૨૭ | ૨ | ાવપત્તિમાં | વિપત્તિમાં |
| ૧૨૮ | ૧ | પ્રવૃત્તિવાન થવા દેવી | પ્રવર્તવા ન દેવી |



# નીતિમય જીવનની અનુક્રમણિકા.

# શ્રીમદ્ આચાર્ય મહારાજ શ્રી વિજયકેસરસૂરીશ્વરજી વિરચિત અપૂર્વ ગ્રંથો.

| પુસ્તકનું નામ | લેખક. |
| --- | --- |
| શ્રી યોગશાસ્ત્ર (ભાષાંતર) | શ્રી આ. વિજયકેસરસૂરીશ્વરજી |
| શ્રી મલય સુંદરી ચરિત્ર | ,, |
| શ્રી શાંતિનો માર્ગ | ,, |
| શ્રી આત્મજ્ઞાન પ્રવેશીકા | ,, |
| શ્રી ધર્મોપદેશ તત્વજ્ઞાન | ,, |
| શ્રી મહાવીર તત્વપ્રકાશ | ,, |
| શ્રી આનંદ અને પ્રભુમહાવીર | ,, |
| શ્રી સમ્યગ્દર્શન | ,, |
| શ્રી આત્માનો વિકાસ ક્રમ | ,, |
| અને મહા મોહનો પરાજય | ,, |
| શ્રી પ્રભુના પંથે જ્ઞાનનો પ્રકાશ | ,, |
| શ્રી નિતિવિચાર રત્નમાળા | ,, |
| શ્રી રાજકુમારી સુદર્શના ચરિત્ર | ,, |
| શ્રી આત્મ વિશુદ્ધી | ,, |

*

ॐ अर्हं नमः ।

# નીતિમય જીવન



सिवहेउअोकमेणं सावयधम्मोय कप्पतरु तुल्लो ।
तम्हा जुग्ग जिणाणं दायव्वो धम्मरसियाणं ॥ १ ॥

કલ્પવૃક્ષ સમાન શ્રાવક (ગૃહસ્થ) ધર્મ અનુક્રમે મોક્ષનો હેતુ છે, માટે ધર્મ રસિક યોગ્ય જીવોને તે આપવો. ૧

મધુર કંઠની યોગ્યતા ધરાવનાર કોયલ, આંબાના કુંપળીયાં અને મોહોર ખાવાથી ઘણા લાંબા સ્વરે મધુર અને મનહર ગાયન કરી શકે છે. તેજ કુંપળીયાં કે મોહોરનું ભક્ષણ કરનાર કાગડો, પોતાની તેવી યોગ્યતા વિના તે માંહીલું કાંઈ પણ ગાયન કરી લોકોને રંજન કરી શકતો નથી; પણ ઉલટું વિરસ ગાન કરી લોકોને કંટાળો આપે છે. આ દૃષ્ટાંતે ધર્મ અંગિકાર કરતા પહેલાં યોગ્યતા મેળવવાની ખાસ જરૂર છે.

ગાયને વિષે ખોળનું દુધ થાય છે ત્યારે સર્પને પાયેલું દુધ પણ ઝેરરૂપ થાય છે. આનું કારણ તે વિષેની યોગ્યતા અને અયોગ્યતા છે. માટે ધર્મનું દાન પણ પાત્રમાંજ થવું જોઇએ. મહાપુરૂષોના કહેલા ધર્મના માર્ગમાં ચાલવા માટે પ્રથમ લાયક થવાની પૂર્ણ જરૂર છે. અહિં વીર પુરૂષોના

માર્ગમાં ચાલવા માટે પ્રથમ પાંત્રિસ ગુણ બતાવવામાં આવશે. તેમાં પ્રવીણતા મેળવ્યા પછી આગળનો રસ્તો લેવાથી મનુષ્ય ઘણી સહેલાઈથી આગળ વધી શકશે. તે સિવાય યોગ્યતા વિના ઉપાડેલો બોજો પાછો પડતો મૂકવો પડશે. એટલું જ નહિ પણ કરેલી મહેનત વ્યર્થ જવા સાથે નુકશાન ખમવું પડશે.

## ન્યાયથી ધન મેળવવું તે પ્રથમ ગુણ ૧.

અન્યનું રક્ષણ કરી, વેપાર કરી, ખેતી કરી, નોકરી કરી, કે કોઇ પણ જાતનાં કામકાજ કરી ન્યાયપૂર્વક દ્રવ્ય ઉપાર્જન કરવું.

સ્વામીનો દ્રોહ કરી, મિત્રોને ઠગી, વિશ્વાસઘાત કરી, ચોરી કરી, લાંચ–રૂશ્વત લઈ, છળ–પ્રપંચ–દગો કરી દ્રવ્ય મેળવવું તે અન્યાયથી મેળવેલું દ્રવ્ય કહેવાય છે.

પ્રજા પાસે કર–કે વેરો લઇ પ્રજાનું રક્ષણ કરનાર રાજાઓ, જો પ્રજાનું રક્ષણ બરાબર કરતા નથી તો તે અન્યાયી દ્રવ્યનો ઉપભોગ કરે છે.

રાજા કે શેઠની નોકરી કરનારા મનુષ્યો, પોતાને સોંપેલું કાર્ય બરાબર કરતા ન હોય, સોંપેલા કામમાંથી ગેરવ્યાજબી રીતે પૈસા ઉચાપત કરતા હોય, માલીકનું કામ બગડે તેવી રીતે કોઈની સીપારસથી કામ કરતા હોય તો તે અન્યાય છે.

માલીકને પૂછ્યા સિવાય નોકરી કરતાં માલીકના પૈસાથી

પોતાનો ખાનગી વ્યાપાર ચલાવવો તે અન્યાય છે. નોકરી કરનારના તાબામાં માણસો સોંપાયેલાં હોય તેની પાસેથી માલીકના કામની દરકાર ન રાખતાં તેઓને પોતાના ખાનગી કામમાં રોકવાં તે અન્યાય છે.

ભાગીદારોએ એક બીજાથી છુપા વ્યાપારો કરી લાભ જુદો રાખવો, અથવા મજમાઉ ભાગમાંથી રકમ કે માલ ઉચાપત કરવો તે અન્યાય છે.

ભલા વિશ્વાસુ મિત્રોને ઠગી, તેની ગુપ્ત વાતો જાહેર કરી, તેને નુકશાન કરી, દગો-પ્રપંચ રમી તેની પાસેથી કાંઈ લઈ લેવું તે અન્યાયી દ્રવ્ય છે.

કોઈ મનુષ્ય વિશ્વાસ રાખી કાંઈ વસ્તુ વેચાતી લેવા આવ્યો હોય, તેની પાસેથી વધારે પૈસા લેવા તે અન્યાયી દ્રવ્ય છે. દલાલી કરનારાઓએ, પોતાની દલાલી કરતાં વધારે પૈસા ઉપરથી ઉપાડી લેવા, તે અન્યાયી દ્રવ્ય છે. કોઈ ગૃહસ્થ જાણી, ઉત્તમ ધર્મીષ્ટ મનુષ્ય જાણી કોઈની પણ સાક્ષી રાખ્યા વિના કાંઈ રકમ મુકી ગયો હોય તે લેવા આવે ત્યારે નામક્કર જવું, અને તેને પાછી ન આપવી તે વિશ્વાસઘાત છે. તે માણુસ મરી ગયો હોય અને ધન પાછું લેવા ન આવ્યો હોય, અને તેના વારસદારોને ખબર ન હોય છતાં તે દ્રવ્ય પોતાના ઉપયોગમાં લેવું તે અન્યાય દ્રવ્ય છે. કોઈની ચોરી કરી, ધાડ પાડી, વાટ લુંટી, ગાંઠ કાપી દ્રવ્ય મેળવવું તે અન્યાય દ્રવ્ય છે. દાણુચોરી કરવી તે અન્યાય છે.

ધર્માત્મા જાણી નાતના કે સંઘના માણસોએ કોઈપણ

કામ તેમને સોંપ્યા હોય તે બરાબર રીતે બજાવી ન શકાય અને બીજાને સોંપે પણ નહિ, પોતાની મોટાઈ કે શેઠાઇના લોભને અંગે તે કામ બગડવા દે તો તે વિશ્વાસઘાત છે. તેમજ ધર્માદા ખાતાના માણસો પાસે પોતાનાં ઘરનાં કામ-કાજ કરાવવાં તે પણ અન્યાય અને વિશ્વાસઘાત છે.

પોતાને પુરતો પગાર કે બદલો કહ્યા માફક મળતો હોય છતાં, લાંચ–રૂશ્વત લઇ અન્યને અન્યાય કરવો, તે પણ વિશ્વાસઘાત સાથે અન્યાયોપાર્જીત દ્રવ્ય છે.

આ પ્રમાણે અન્યાયોપાર્જીત દ્રવ્યનો ત્યાગ કરનાર અને ન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરી જીવન નિર્વાહ કરનાર મનુષ્ય ધર્મના માર્ગમાં ચાલનાર છે. અથવા ચાલવાને લાયક થાય છે. શરીરાદિના નિર્વાહમાં ઉપયોગી અને પ્રયત્નથી સાધ્ય થઈ શકે તેવા દ્રવ્ય માટે પણ જે મનુષ્ય છળ, પ્રપંચ, વિશ્વાસઘાતાદિ કરે છે, આવા અન્યાયી મનુષ્ય નિર્દોષ અને પવિત્રતાથી ભરપુર ધર્મવીર પુરુષોના માર્ગમાં ચાલવાને લાયક કેવી રીતે થઈ શકશે ?

ઉપર મુજબ ન્યાયોપાર્જીત દ્રવ્યથી વ્યવહાર સુખરૂપ થાય છે. ત્યારે અન્યાય કરવાથી પાપની પ્રાપ્તિ થવા સાથે વ્યવહાર દુઃખરૂપ થાય છે. પ્રિય વાચકો ! તમને ઐહિક સુખને અર્થે અને તમારા સગાં વહાલાં, કુટુંબ કબીલા; વિગેરેને સુખી કરવાની એટલી બધી લાલસા છે કે તેઓ બધાના સાંસારિક અને અનિત્ય ક્ષણિક સુખને ખાતર તમે એકલા જ પાપના દરીયામાં ડુબકી ખાવા જાઓ છો કે

જ્યાંથી તમને પુન્યરૂપી મણી કે જેની તમે ઇચ્છા રાખો છો તે મળવાને બદલે પાપરૂપી ઝેરની પ્રાપ્તિ થશે તે તમારૂં ઉપાર્જીત પાપ હોવાને લઇને પરિણામ તમારે એકને જ સહન કરવું પડશે. માટે ઐહિક સુખની વાસના નહિ કરતાં સ્વર્ગીય પારલૌકિક સુખની જ લાલસા રાખો અને તે મેળવવાના સાધનોમાંનું એક જ ન્યાયથી દ્રવ્ય ઉપાર્જીત કરવું તે છે તેને ગ્રહણ કરો અને ન્યાયથી ઉપાર્જન કરેલા દ્રવ્યથી જ પોતાનો અને કુટુંબનો નિર્વાહ કરો.

**

## શિષ્ટાચાર પ્રશંસા—૨.

**સાધુ** પુરુષોની શ્લાઘા કરનાર, પણ પોતે કરેલાં કાર્ય માટે પોતાની શ્લાઘા થતી જોવાને નહિ ઇચ્છનાર, કોઇની નિંદા ન કરનાર અને પોતાની થતી નિંદા માટે ક્ષોભ નહિ પામનાર, આપત્તિના પ્રસંગમાં દીનપણું ન કરનાર, સંપત્તિના વખતમાં નમ્રતા રાખનાર, પ્રસંગે યોગ્ય સલાહ આપનાર, કોઈ સાથે વિરોધ ન કરનાર, અંગિકાર કરેલ કાર્યનો નિર્વાહ કરનાર, કુળાચાર પાળનાર, સન્માર્ગથી દ્રવ્ય મેળવનાર, સન્માર્ગે દ્રવ્ય ખરચનાર, ઉત્તમ કાર્ય કરવામાં આગ્રહ રાખનાર, દુષ્કાર્ય તરફ પ્રવૃત્તિ નહિ રાખનાર, પ્રમાદનો ત્યાગ કરનાર, ધર્મને બાધા ન લાગે તેમ લૌકિક વ્યવહારને અનુસરનાર, સર્વ સ્થળે ઉચિતતા સાચવનાર, હલકા કામમાં પ્રવૃત્તિ ન કરનાર, નિઃસ્વાર્થપણે ગરીબોને મદદ કરનાર, ઉપકારનો બદલો ન ભુલનાર, પ્રત્યુપકાર કરનારની યોગ્ય

દાક્ષિણ્યતા રાખનાર અને નિત્ય પરોપકાર કરવામાં આદર-વાળા એ શ્રેષ્ઠ પુરુષો કહેવાય છે.

સ્વાર્થનો ત્યાગ કરી સર્વનું ભલું ઈચ્છનારા, આવા ઉત્તમ મનુષ્યોના સત્કર્ત્તવ્યોની અનુમોદના કરવી કુટુંબનું ન્યાતનું, દેશનું; ધર્મનું અને સર્વનું ભલું ઈચ્છનારા અને પોતાના ભલાને માટે વ્યવહારના કોઈપણ જાતના સ્વાર્થ વિના અહોનિશ અન્યના ભલાને માટે સતત્ પ્રયત્ન કરનારા ઉત્તમ મનુષ્યો દુનિયામાં વિરલા હોય છે. તેમને મન તો वसुधैव कुटुंवकं આ દુનિયા એ જ કુટુંબ છે. તેઓનું મન ઘણુ જ વિકાસ પામ્યું હોય છે. ઉદાર થયેલું હોય છે. તેને લઈને જ નાત, જાત, કુટુંબ કે ધર્મના ભેદ વિના સર્વને સરખા માની બનતો પરોપકાર કરી શકે છે. આવા પુરુષોના આચરણની ઉત્તમ કર્ત્તવ્યોની પ્રશંસા કરવી. તેમની પ્રશંસા કરવાથી બે લાભ થાય છે. જુઓ કે તેવા પુરુષો આપણી પ્રશંસાની ઈચ્છા રાખતા જ નથી અને જો ઈચ્છા રાખે તો તેઓ નિસ્વાર્થી કહેવાય નહિં, તેમજ તેઓથી ઘણાં સારાં અને મોટાં કર્તવ્યો પણ બની શકે નહિં. છતાં તેઓની પ્રશંસા કરવાથી તેઓને વધારે ઉત્તમ કાર્ય કરવાનો જુસ્સો આવે છે અથવા તેમની આવી પ્રશંસા થતી જોઈને બીજા મનુષ્યો કે જેઓ આવા પરોપકારી કાર્યો કરવામાં બીલકુલ ભાગ લેતા ન હોય તેવાઓને પણ ઉત્સાહ વધે છે. વળી આપણા પર ઉપકાર કરવાનો બદલો આપણે બીજી રીતે વાળી ન શકીએ છતાં કૃતજ્ઞતા બતાવવાથી આપણું મન પણ પ્રફુલ્લિત રહે છે.

બીજો ફાયદો એ છે કે ગુણવાન પર પ્રીતિ રાખનાર, ગુણોનુ અનુમોદન કરનાર અને સર્વ સ્થળે ગુણ જોનાર મનુષ્ય અવશ્ય ગુણવાન બને છે. આ તો લૌકીક નિયમ જ છે કે વ્યાપારની દૃષ્ટિવાળો વ્યાપારી થાય છે. કવિત્વની દૃષ્ટિવાળો કવિ બને છે, ભોગની ભાવનાવાળો ભોગી બને છે, તેવીજ રીતે સર્વ સ્થળે ગુણની ભાવનાવાળો માણસ ગુણી થાય છે. ઉત્તમ આચરણવાળા પુરુષોના આચરણની પ્રશંસા કરનાર પોતાની ભાવના-લાગણીના પ્રમાણમાં ઉત્તમ બને છે. મનુષ્ય જ્યારે કોઈપણ ગુણી પુરુષના ગુણો તરફ લાગણી ધરાવે છે ત્યારે તે માણસ જાણતાં કે અજાણતાં તે ગુણોનુ બીજ પોતાના હૃદયમાં રોપી દે છે. પછી તેને જો તે લાંબા વખત સુધી ધીમે ધીમે પોતાના કર્ત્તવ્યમાં મુકવા રૂપ પોષણ આપ્યા કરે અને વારંવાર તેવા પુરુષોના સમાગમમાં આવ્યા કરે તથા તેવા થવા માટે લાગણી ધરાવ્યા કરવી, તે રૂપ અનુકુળ હવા પાણી મેળવ્યા કરે તો તે બીજ કેટલાક વખત પછી એક વૃક્ષનું રૂપ ધારણ કરે છે. અર્થાત પોતે જેની પ્રશંસા કરતો હતો તેના જેવી શક્તિ પોતે પણ ધરાવી શકે છે. આજ સદ્ગુણ છેવટે વીતરાગના માર્ગમાં પ્રવેશ કરાવી વીતરાગ પણ બનાવે છે. માટે ઉત્તમ પુરુષોના આચાર વિચારની પ્રશંસા કરવાની ટેવ રાખવી.

ઉત્તમ પુરુષ કોને કહેવા? શરૂઆતમાં આ પ્રશ્નનો છેવટનો ખુલાસો કરવો તે ફાયદાકારક થઈ નહિ પડે. માટે શરૂઆત એટલાથી કરવી કે પોતાથી અધિક ગુણવાન્ હોય

તેને ઉત્તમ પુરુષ માની તેના ગુણો પોતામાં દાખલ કરવા જેમ જેમ ગુણવાન્ થતા જવાશે તેમ તેમ અધિક અધિક ગુણી ઓળખાતા જશે અને છેવટે સર્વ ગુણ સંપન્ન મહાપુરુષના આશ્રયથી સર્વ ગુણો પોતામાં ખીલી નિકળશે. શરૂઆતમાં મોટી બાથ ભિડવાથી, તે હાથમાં આવતું નથી અને નાનું તો ગમતું નથી એટલે ઉભય ભ્રષ્ટ ન થવાય તે સારૂ શરૂઆત નાના પાયાથી કરવી તે યોગ્ય છે.

પરંતુ નાના પાયાથી શરૂ કર્યા બાદ અધવચમાં મૂકી દેવું યોગ્ય નથી. જેમ જેમ આગળ વધતા જઈએ તેમ તેમ આપણાથી વિશેષ ગુણવાન્ ગુરુ શોધી કાઢી, તેવા ગુણો ગ્રહણ કરતા શીખવું. પરંતુ તેની અમુક હદ છે એમ જ સમજી અમુક જ્ઞાન મેળવી–અમુક ગુણો સાધી પછી તેથી વિશેષ દુનિયામાં હસ્તી ધરાવતું નથી એવું ધારવું તદ્દન ખોટું છે. કહેવત છે કે 'अधिकस्य अधिकंफलं' તે મુજબ અધિકતાને પ્રાપ્ત કરી અધિક ફળો મેળવી સુખી થવાની ઇચ્છા રાખવી.

## સરખા કુળાચાર સાથે વિવાહ–૩.

વિવાહ સંબંધ એ ગૃહસ્થાશ્રમનો મૂળ પાયો છે. સંસાર વ્યવહારની સગવડતા, પ્રજાની ઉત્પત્તિ ક્લેશરહિત જીવન અને નીતિવાળું વર્તન એ સર્વ તેના મૂળ હેતુઓ હોય છે. કુળ અને આચાર જેના એક સરખા હોય તેઓએ આપસમાં વિવાહ કરવો જોઈએ. ઉત્તમ કુળવાળા સાથે નીચ–હલકા કુળવાળાનો વિવાહ કોઈપણ રીતે યોગ્ય નિર્વાહ-

કારક થતો નથી. જન્મથી પડેલા ઉચ કે નીચ કુળના ઉંચા કે હલકા સ્વભાવને બદલવામાં ઘણી મુશીબતો નડે છે. બંને સ્ત્રી–પુરુષના સ્વભાવો તથા સંસ્કારો જુદા હોવાથી વ્યવહાર માર્ગ મુશ્કેલીવાળો થઈ પડે છે. આચાર પણ જુદા જુદા હોવાથી ભિન્ન ભિન્ન રૂચીને લઈ ક્લેશને પ્રવેશ થવાનો ઘણો સંભવ છે. એક પક્ષ માંસ, મદિરા–કંદાદિ ભક્ષણ કરવાની રૂચિ કે ટેવવાળો હોય છે ત્યારે બીજો પક્ષ તેથી વિરૂદ્ધ ભોજનવાળો એટલે વનસ્પતિ ખોરાકાદિ સાત્વિક વૃત્તિના ખોરાક પર જીવન ગુજારનારો હોય છે તે કારણે સહજમાં વિરૂદ્ધતા ઉત્પન્ન થતાં ગૃહ વ્યવહાર મુશ્કેલીવાળો થઈ પડે છે.

તેમજ દરેકના ભિન્ન ભિન્ન દેવ, ગુરુ અને ધર્મ ક્રિયા હોવાથી મતભેદ સહજવારમાં પ્રગટ થતાં ગૃહ વ્યવહાર ક્લેશમય નિવડે છે. અન્ય દેશોની માફક ધર્મની બાબતમાં આ દેશ તેટલો સહનશીલતાવાળો નથી કે સ્ત્રી જુદો ધર્મ પાળતી હોય અને પુરુષ પણ પોતાની ઇચ્છાનુસાર જુદો ધર્મ પાળતો હોય; છતાં ગૃહવ્યવહાર સંપથી જોડાયેલો બન્યો રહે. આ દેશમાં પુરુષ જે ધર્મ પાળતો હોય તેથી વિરૂદ્ધ ધર્મ સ્ત્રીઓથી ન જ પાળી શકાય એવો ઘણે ભાગે રીવાજ છે, અને તેમ ન કરવામાં આવે તો તરત જ વિરોધ ઉભો થાય છે અને બળાત્કારે પણ પતિનો ધર્મ પાળવાની ફરજ પાડવામાં આવે છે. આવી સ્થિતિમાં પરસ્પર વિરૂદ્ધ ધર્મ, દેવ કે ગુરુને માનનારા સ્ત્રી પુરુષોનો વિવાહ કરવો તે અત્યારના અર્ધ જાગૃત્તિવાળા વખતને લઈ આ દેશ માટે

કોઇ પણ રીતે ગૃહ વ્યવહારની શાંતિ માટે નથી, છતાં જો તેટલે દરજજે ધર્મની બાબતમાં આ દેશના લોકો સહનશીલતા ધારણ કરે, તો પછી તે પ્રતિબંધની જરૂર રહેતી નથી. કુળ તથા ધર્મની બાબત સાથે ગરીબ અને ધનાઢ્યતા સંબંધી પણ વિચાર કરવાની જરૂર રહે છે. ગરીબના ઘરની કન્યા જો ધનાઢ્યના ઘરમાં આવે તો પૈસાના મદથી અને ગરીબ ઘરની કન્યા હોવાથી પતિ તેનું અપમાન કરવા ચૂકતો નથી. છતાં પુરુષ ઉંચા વિચારોવાળો કે સ્નેહની લાગણીવાળો હોય તો તેમાં ઓછો વાંધો આવે છે. છતાં પતિના મા-બાપો તરફથી કે બહેનો આદિ તરફથી તે સ્ત્રીનું જોઈએ તેવું માન સાચવવું મુશ્કેલીવાળું થઈ પડે છે. અજ્ઞાનતાને લઇ કોઇ પ્રસંગે મેણાં ટોણાં માર્યા સિવાય તેવાં અજ્ઞાની મનુષ્યો રહેતાં નથી. તેમજ સ્ત્રી જો ધનાઢ્યના ઘરની હોય અને પતિ ગરીબ સ્થિતિનો હોય તો સ્ત્રી પતિને કોઇપણ રીતે ગાંઠતી નથી. પિતાના ઘરના ધનના મદથી પતિનું અપમાન કરે છે યા તો પોતાની મરજી પ્રમાણે ચાલવાની ફરજ પાડે છે. તેમજ સ્ત્રીના પિતાદિ તરફથી પતિના કુટુંબવાળાને પણ દબાતા રહેવાથી સહન કરવું પડે છે. માટે જ ધનાઢ્યે ધનાઢ્ય સાથે અને ગરીબોએ ગરીબ સાથે વિવાહ કરવાની જરૂર પડે છે.

વિવાહ જોડવા પહેલાં વર, કન્યાના કુળ વંશાદિની વિશુદ્ધતા કે ગુણાદિની પરિક્ષા સંબંધી તપાસ કરવાની જરૂરીયાત પણ રહે છે. નહિતર વિરોધી ગુણવાળા પતિ-પત્નિનો સંસાર વ્યવહાર દુઃખમય થઇ પડે છે.

પતિ સનાથ કે નિરાધાર છે. તે તપાસ કરવાની પણ જરૂર રહે છે. આગળ પાછળ કોઇપણ કુટુંબી વર્ગ ન હોય તો કોઈ તેવા વિષમ પ્રસંગે કે પતિવિયોગના પ્રસંગે સ્રીને નિરધાર સ્થિતિમાં ઘણું સહેવું પડે છે.

વળી પતિ કે સ્રી વિદ્યાવાન છે કે મુર્ખ છે તે સબંધી પણ તપાસ કરવાની. પતિ વિદ્યાવાન હોય અને સ્રી મૂર્ખ હોય, અથવા સ્રી વિદ્યાવાન-બુદ્ધિમાન હોય અને પતિ મૂર્ખ હોય, તો આ કજોડાંઓ આપસમાં દુઃખી જીંદગી ગુજારે છે. પુરૂષ અન્ય સ્રી સાથે લગ્ન કરે છે અને સ્રી રખડી પડે છે ચાલુ નાતના પ્રતિબંધોને લઈ સ્રીનુ ફરી લગ્ન થતું નથી. એટલે સ્રીને દિવસો દુઃખમાં ગુજારવા પડે છે. અથવા પતિ મૂર્ખ હોય તો સ્રી તેને ગાંઠતી નથી પણ સ્વચ્છંદી થઈ યથેચ્છપણે વર્તન કરે છે. એટલે પતિએ દુઃખી હૃદયે જીંદગી ગુજારવી પડે છે. આવાં કજોડાંઓ ઘણા મોટા ઘરમાં હાલ દુઃખી જીંદગી ગુજારતાં નજરે પડે છે આ કરતાં કાંતો બન્ને વિદ્વાન્ હોય અને કાંતો બન્ને મૂર્ખ હોય તો એ જોડું વ્યવહારમાં સુખી જીંદગી ભોગવી શકે છે.

તે સાથે શરીર અને વય-ઉંમરની પણ તપાસ કરવાની છે. શરીર બન્નેનાં નિરોગી હોવાં જોઇએ. નહિતર પ્રજા-સંતતિ રોગવાળી ઉત્પન્ન થાય છે અને વારસામાં તેવા રોગો ઉતરે છે. સ્રી રોગી હોય તો પતિ બીજી પત્નિ કરે છે અને સ્રીની જીંદગી દુઃખમય થઇ પડે છે.

ઉંમરમાં પણ પુરુષ વૃદ્ધ હોય અને સ્રી યુવાન હોય

તો સ્ત્રી નિરંકુશ થઈ સ્વચ્છંદી બને છે. અથવા ટુંક મુદતમાં વિધવા બને છે, અને પછી પણ સ્વતંત્ર જ થાય છે. વૃદ્ધ પતિની હયાતિમાં ઈચ્છાઓની અપૂર્ણતાને લઈ કલેશ વૃદ્ધિ પામે છે, અથવા આબરુના કાંકરા થાય છે. સ્ત્રી નાની હોય છે તો તેના શરીરની ખુવારી થાય છે. શરીરનુ બંધન નબળું પડે છે અને રોગનો ભોગ થઈ પડે છે. પુરુષ નાનો હોય તો નાનપણથીજ વીર્યનો નાશ થાય છે નિર્બળ પ્રજા થાય છે, રોગોમાં સપડાઈ ટુંક મુદતમાં મરણને શરણ થાય છે. અથવા આબરૂના કાંકરા થાય તેવા ફજેતાઓ થાય છે. આ માટે ખાસ કન્યા કે વરના વાલીઓએ સંભાળ રાખી વર કન્યાના કુલ, શીળ, સનાથતા વિદ્યા, ધન શરીર અને વયની સમાનતા, લાયકતા તપાસી પછી લગ્ન કરવાં, કે જેથી તેમનો વ્યવહાર સુખમય થવા સાથે તેઓ ધર્મ કાર્યમાં ઉપયોગી જીંદગી ગુજારી શકે.

મૂર્ખ, નિર્ધન, દૂર દેશાવર રહેનારો, જુદી ભાષા બોલનારો, અનેક સાથે વેર વિરોધ રાખનાર, મોક્ષનો અભિલાષી, શૂરવીર (હાલતાં ઉઠીની લડાઇ વહોરનાર) અને કન્યા કરતાં ત્રણગણીથી અધિક ઉંમરવાળાને કન્યા આપવી નહિ. આમ શાસ્ત્રની આજ્ઞા છે બાર વર્ષ સુધી કુમારી કન્યાનો કાળ છે. ત્યાર પછી તેનો વિવાહ કરવો તે કન્યા યોગ્ય કાળ કહ્યો છે.

બાર વર્ષની કન્યા અને સોળ વર્ષની ઉંમરનો પુરુષ વિવાહ યોગ્ય છે. તેથી નાની વરકન્યાનો વિવાહ અયોગ્ય ગણાય છે.

જ્ઞાતિમાં કે ધર્મ પંથમાં વિવાહનો જે વિધિ બતાવ્યો હોય તે વિધિ પૂર્વક લગ્ન કરવું જોઇએ. શુદ્ધ સ્ત્રીનો લાભ થવો તે વિવાહનું ફળ છે. તેથી પુત્રાદિ સંતતિ સારી થાય છે. કુળવાન સ્ત્રી મળવાથી ઘરની ચિંતા ઓછી થાય છે, જાતિવાન સ્ત્રી દુઃખ કે સંકટના પ્રસંગે મદદગાર થાય છે, ઘર સંબંધી કામકાજ તથા ઉચિત વ્યવહારનો બધો આધાર ઉત્તમ સ્ત્રી ઉપર હોય છે, અતિથિ સગાં સંબંધી વિગેરેનો સત્કાર કરવા સ્ત્રી યોગ્ય હોય છે.

ઘરનાં કામકાજનો બોજો સ્ત્રીને માથેજ રાખવો જોઇએ, તેથી તેનું મન ઘરનાં કામકાજમાં ગુંથાયેલું રહે છે. વળી તે મારૂં પોતાનું આ સર્વ છે એમ માની મન દઇને કામ કરે છે, ઘર વ્યવહારના જરૂરી કામમાં ઉપયોગી થાય તેટલા થોડા પૈસા પણ તેને સોંપવા જોઇએ, બાકીની જરૂરિયાતી ચીજો તો પુરુષોએ લાવી આપવી, પણ પુરુષની ગેરહાજરીમાં ઘેર આવેલા પરોણા અતિથિ આદિનો સત્કાર તે પૈસાથી સ્ત્રીઓ છુટથી કરી શકે છે તેમ કરતાં ઘરની લાજ આબરુમાં તે સારો વધારો કરે છે, સ્ત્રીને કોઈ વિદ્વાન્ વૃદ્ધ સ્ત્રી આદિની સોબત પણ મેળવી આપવી જોઇએ. તેના તરફથી ઉત્તમ અને હિતકારી શિખામણો મળતી રહેવાથી તેનું જીવન ઉત્તમ બને છે.

આ પ્રમાણે ઘરના કામકાજનો બોજો સ્ત્રીને માથે જ હોવાથી તે બીજી સ્ત્રીઓની સાથે બેસી કુથલી કરી શકતી નથી. કદાચ પોતે દુઃખી છે તેમ માનતી હોય તો તે દુઃખ

બીજા પાસે રડી ઘરની આબરૂ ગુમાવી શકતી નથી અને તે દુઃખનું હરવખત મનન કરી પોતાના શરીરને કૃશ તથા રોગી બનાવવાને બદલે પોતાના કામકાજમાં ચિત્ત પરોવાયેલું હોવાથી આળસુ થતી નથી.

સમાન કુળ, જાતિ, વય, શરીર બુદ્ધિ વગેરેવાળાં દંપતીનો વ્યવહાર સુખમય થાય છે. પ્રજા નિરોગી બળવાન્ અને બુદ્ધિમાન થાય છે. ધર્મ વ્યવહારને લાયક પણ તેઓના વિચારો બન્યા રહે છે. વ્યવહારમાં શાંતિ નહિ અનુભવનારાં સ્ત્રી પુરુષો સંસારની દુઃખરૂપી જાળમાંથી છુટવા સમર્થ નહિં હોવાથી, તે દુઃખનો વિચાર-મનન અહર્નિશ કરતાં હોવાથી બહુજ થોડો વખત ધર્મને માટે ગાળી શકે છે. અરે! કોઈ વખત એટલા બધાં દુઃખી થઈ ગયાં હોય છે કે ધર્મને બીલકુલ સ્થાન આપી શકતાં નથી, માટે વ્યવહારમાં શાંતિવાળી જીંદગી ગુજારનારાઓ ધર્મને લાયક હોય છે.

## પાપ ભીરુ-૪.

પાપથી ભય રાખવો. ચોરી કરવી, પરસ્ત્રી ગમન કરવું, જુગાર રમવો, ઈત્યાદિ પાપો તત્કાળ આ ભવમાં જ ફળ આપનારા છે. અને દારૂ પીવો, માંસ ખાવું, જીવ હિંસા કરવી, ઈત્યાદિ પાપ, પરભવમાં ફળ આપનારાં છે. અને આ ભવમાં પણ થોડો ઘણો અનુભવ આપનારા છે. વ્યવહારના એવા ઘણા પ્રસંગો છે કે જેમાં જાણતાં કે અજાણતાં મનુષ્યોથી પાપ કરાઈ જાય છે. તમારી વર્તણુંક પાપમય ન થાય તે માટે સાવચેતી રાખો. આત્મજાગૃતિવાળો મનુષ્ય

વિશેષ પાપ કરતો નથી. તે જાણે છે કે ગમે તે કાર્યનો બદલો મળ્યા સિવાય રહેતો નથી. પાપનાં ફળો અવશ્ય ભોગવવાજ પડશે. જેવું વાવશો તેવું લણશો. ગાળ દેશો તો સામેથી પણ ગાળ આવશે. નમસ્કાર કરશો તો સામેથી નમસ્કાર મળશે.

સુખી થવાની ઈચ્છા હોય તો બીજાને સુખી કરો. પાપનો ભય રાખવાથી સુખી થવાની તમારી ઈચ્છા પાર પડશે. વ્યવહારના વિલક્ષણ પ્રસંગને લઈ તમે સર્વ પ્રકારે બચી ન શકો તો પણ જે પાપનાં ભાવી પરિણામો ભયંકર નરકના દ્વાર તુલ્ય છે તેવાં સાત વ્યસનોનો તો અવશ્ય ત્યાગ કરો.

જુગાર રમવો ૧, માંસ ભક્ષણ કરવું ૨, દારૂ પીવો ૩, વેશ્યાગમન કરવું ૪, શિકાર કરવો ૫, ચોરી કરવી ૬, પરસ્ત્રી ગમન કરવું ૭, આ સાત મોટાં પાપો છે તેનો તો અત્યારે જ ત્યાગ કરી દ્યો.

જુગારી માણસમાં અનેક દુર્ગુણો ધીમે ધીમે પ્રવેશ કરે છે. જુગારી જુઠું બોલતાં શીખે છે. પૈસાની જરૂરીયાત માટે ચોરી કરતાં શીખે છે. હલકા-નીચ સ્વભાવના મનુષ્યોની સોબતથી પરસ્ત્રી, વેશ્યાગમન કરતાં શીખે છે. દારૂનું પાન કરવાનું પણ તેવી સોબતને અંગે વ્યસન લાગુ પડે છે. જુગારથી પાંડવો રાજ્યથી ભ્રષ્ટ થયા. રાણી દ્રૌપદીને હારી ગયા અનેક વર્ષ પર્યંત દેશપાર-દેશવટો ભોગવવો પડ્યો, જેના પ્રતાપે અનેક સંકટોની જાળમાં તેઓ સપડાયા.

ભાઈઓ સાથે વેરવિરોધ વધ્યો અને છેવટે મોટી લડાઈમાં ઉતરવું પડ્યું. કુટુંબનો સંહાર થયો. આ સર્વમાં જુગાર એ નિમિત્ત કારણ થયેલ છે.

નળરાજાના પોતાના નાનાભાઈ કુબેરની સાથે જુગાર રમતાં રાજ્ય હારી ગયો. જુગારમાં રાણી દમયંતિને પણ હારી ગયો અને છેવટે કેટલાંક વર્ષ સુધી રાજ્યમાં નોકર-રસોયા-તરીકે જીંદગી ગુજારવી પડી.

આ જુગારથી અત્યારે પણ અનેક શ્રીમંત કુટુંબો પાયમાલ થઈ ગયેલાં નજરે પડે છે.

માંસ ભક્ષણ એ પશુ આદિનો વધ કર્યા સિવાય ઉત્પન્ન થતું નથી. પશુઓમાં પણ મનુષ્યના જેવું જ જીવન છે. તેને પોતાના પેટ ભરવા માટે જેટલો ત્રાસ આપવામાં આવે છે તેથી વિશેષ ત્રાસ-દુઃખ તેના બદલામાં ભોગવવું પડે છે. ઘાત પ્રત્યાઘાતના નિયમ પ્રમાણે જેવું કરીએ-જેવા પરિણામે કરીએ તેવું, તેવા રૂપે પાછું આપણા તરફ જ તે પાછું ફર્યા સિવાય રહેતું નથી જાનવરો આપણને દુધમાં, ખેતિમાં ગરમ કાપડ આપવામાં, પગમાં પહેરવાના જોડા આપવામાં, ટાઢ તાપથી બચાવનાર ચામડું આપવામાં, ખાતર માટે ઉપયોગી સાધન પુરૂં પાડવામાં એમ અનેક રીતે ઉપયોગી છે તેનો નાશ કરવાથી આપણા ખેતીવાડી વડે ફલદ્રપ દેશને મોટી હાની પહોંચવા સંભવ છે. ધર્મશાસ્ત્ર તરફ નાફરમાની થવાનો સવાલ તો તેનાથી અલગ છે માટે માંસ ભક્ષણ કરવાનું બંધ કરવું જોઇએ.

દારૂ પીવાનો ત્યાગ કરવો :—કેફ-નશામાં મોટો અવગુણ તો એ છે કે તે પીવાવાળાની શારીરિક શક્તિને મોટો ધક્કો પહોંચાડે છે, માનસીક શક્તિની ઉપર પણ તે મોટી અસર કરે છે. તેનો ચાલુ વ્યવહાર અવ્યવસ્થિત થઇ જાય છે. દારૂના નશામાં કેટલાંકનાં મરણ નીપજે છે, અને પોતે પણ કેટલાકનાં ખુન કરે છે. ગુપ્ત વાતો ખુલ્લી કરી દે છે. પરાધિન સ્થિતિમાં પણ કેટલીક વખત પોતાને તે મોટું નુકશાન કરે છે. વળી તેવા વિના પ્રયોજનના વ્યસનથી પૈસાનું પાણી થાય છે. દેશ નિર્ધન બને છે. અને પરિણામ અંતે ભીંડાના રૂપમાં જ આવે છે. માટે દારૂનો ત્યાગ કરવો.

વેશ્યા ગમન ન કરવું.—ગૃહસ્થોએ પોતાની સ્ત્રીમાં સંતોષ રાખવો. વેશ્યાને ગમે તેટલું ધન આપો, પણ તે તૃપ્ત થવાની જ નહિં. તેની દૃષ્ટિ નિરંતર પૈસા સામી જ હોય છે, પૈસા વધારે આપનાર કોઈ મળશે એટલે થોડા પૈસા આપનારનો તે ત્યાગ કરવાની જ. કેમકે તેને અંતરંગ પ્રેમ હોતો નથી. ઘરની સ્ત્રી કરતાં તેનામાં હાવભાવ-બાહ્યાડંબર વધારે હશે પણ જે ઘરની સ્ત્રીમાં પ્રેમ-લાગણી, આંતર પ્રીતિ હોય છે. દુઃખી સ્થિતિમાં મદદ કરવાની, સંકટમાં સહાય કરવાની, પૈસાનો નાશ થતાં સંતોષી જીવન ગુજારવાની અને દરેક પ્રસંગે હૃદયથી ઇચ્છાને આધિન થવાનો ગુણ હોય છે તે વેશ્યામાં હોતો નથી. વળી તે અનેક પુરુષોના સહવાસમાં આવતી હોવાથી તેના પ્રસંગથી વિવિધ પ્રકારના રોગો

ઉત્પન્ન થવાનો પણ ભય છે. તે સાથે અનેક દુર્ગુણો પોતામાં આવવાનો પણ સંભવ છે. માટે પોતાનું હિતચિંતવનારા જીવોએ વેશ્યાગમન ન કરવું.

શિકાર ન કરવો :–નિર્દોષ પ્રાણીઓ–અવાચક પશુઓનો જાન લેવા, અને તે પણ પોતાના મોજશોખને માટે જ, તે કાર્ય મહાન્ અયોગ્ય છે. તમને તમારો પોતાનો જાન વહાલો છે તો તે પ્રાણિઓને તેનો પ્રાણ કેમ વહાલો નહિં હોય? "બીજાને તે પ્રાણીઓ નુકશાન કરે છે તેનો અમે નાશ કરીએ છીએ." આ દલીલ ટકી શકે તેવી નથી, કારણ કે તમે પોતે પણ બીજાને નુકશાન પહોંચાડયા વિના જીવન ગુજારો છો, તેની શું ખાત્રી છે? અપરાધીને બદલો આપો ત્યાં સુધી તમારું વર્તન વ્યવહારમાં ચલાવી શકાય તેવું છે પણ જેણે તમારો કાંઈ પણ અપરાધ નથી કર્યો તેવાઓને મારવામાં કે હેરાન કરવમાં તો ખરેખર તમે કુદરતના ગુન્હેગાર છો અને તેને લઈ જેમ તમે જબરા થઈ નબળાનો નાશ કરો છો તેમ તમારા ઉપર પણ કોઈ જબરો થઇ તમારી નબળાઇનો નાશ કરશે જ. કારણ દરેક ક્રિયા ફળવાળી છે. જે કાંઇ કરશો તેનો બદલો–ફળ અવશ્ય મળશે જ.

ચોરી ન કરવી :–જ્યાં પોતાપણાની માન્યતા છે. જ્યાં જ્યાં મમત્વ–મારાપણાનો નિશ્ચય થયેલ છે ત્યાં ત્યાં તે તે વસ્તુનો નાશ થવાથી કે કોઈ લઇ જવાથી તે તરફથી આઘાત થયા સિવાય રહેતો નથી. તમે તમારી પોતાની વસ્તુનું રક્ષણ કરો છો, કોઇ લઈ ન જાય તે માટે પ્રયત્ન કરો છો

તો પછી અન્યની વસ્તુ–માલીકીવાળી વસ્તુ લેવાનો તમને શું અધિકાર છે? કેમકે તે પણ તમારી માફક તે વસ્તુનું રક્ષણ કરવા ઇચ્છે છે. તમારી વસ્તુ કોઇ લઇ જવાથી તમને જેમ દુઃખ થાય છે તેમ સામા મનુષ્યની વસ્તુ તમે લઈ લેવાથી તેને પણ દુ.ખ થતું હશે. આ વિચાર તમને કેમ નથી આવતો? ચોરી કરવાથી વ્યવહારમાં આબરૂ જાય છે, કોઇ વિશ્વાસ કરતું નથી. ચોરી કરતાં પકડાય તો અધિકારી તરફથી તે દંડાય છે. કેદ પ્રમુખની સજા ભોગવે છે અને પરિણામે દુઃખી થાય છે. માટે ચોરીને ત્યાગ કરવો.

પરસ્ત્રી ગમન ન કરવું:–પરસ્ત્રી ગમન કરનારાઓ પોતાના પ્રાણ તથા આબરૂને જોખમમાં નાખે છે. પરસ્ત્રી ગમનની ઇચ્છા કરનારાઓ રાવણ આદિ રાજાઓ રાજ્યાદિથી સદાને માટે ભ્રષ્ટ થયા છે. એટલું જ નહિં પણ તેમની અપકીર્તિ સદાને માટે આ દુનિયા ઉપર ચાલુ ગવાતી રહે છે, અરે! પોતાની સ્ત્રીનું અન્ય તરફથી રક્ષણ કરનારાઓને અન્યની સ્ત્રી તરફ ખરાબ દૃષ્ટિ કરવાનો શો અધિકાર છે? પરસ્ત્રી લંપટની આબરૂ કાંઈ હોતી નથી. ઘરમાં આવતાં પણ લોકો તેના તરફ અવિશ્વાસની દૃષ્ટિથી જોવે છે. તેનું જીવન પણ નિરંતર જોખમમાં જ રહે છે. બધી ઇર્ષાઓ કરતાં પોતાની સ્ત્રી તરફ કોઈ ખરાબ દૃષ્ટિ કરે તે ઈર્ષા મનુષ્યોને માટે તો શું! પણ પશુઓને માટે પણ અસહ્ય છે અને તેને લઇ અનેક મનુષ્યોના ખુન થયેલાં અને મોટી મોટી લડાઇઓ થયેલી આપણે સાંભળીએ છીએ. માટે પરસ્ત્રીનો ત્યાગ કરવો અને શાંતિવાળું જીવન ગુજારવું.

આ સિવાય અઢાર પાપ સ્થાનકો—હિંસા, અસત્ય, ચોરી, વિષયનો ઉપભોગ, મમત્વ, ક્રોધ, માન, માયા, કપટ, લોભ, રાગ, દ્વેષ, કલેશ, જુઠું આળ, ચાડી, હર્ષ–શોક, નિંદા, કપટ સાથે જુઠાઈનું મિશ્રણ અને વિપરીત જ્ઞાન–મિથ્યાત્વ–જેમાં ઉપર બતાવેલાં કેટલાંક પાપોનો સમાવેશ થાય છે તે સર્વેનો ત્યાગ કરવો. આ પાપોનો ભય રાખવો, કારણ કે જો તીવ્ર લાગણીથી આ પાપો સેવવામાં આવે છે તો આ લોક અને પરલોકમાં આ જીવને ઘણા દુઃખો અનુભવવાં પડે છે, પોતાનો બચાવ કરવા માટે પોતાને સુખી થવા માટે આ પાપોનો ત્યાગ કરવો તે ઘણું જ ઉત્તમ કામ છે.

જે મનુષ્ય પાપ ન બાંધવા માટે દરેક ક્ષણે સાવચેતી રાખે છે તે મનુષ્ય ગમે તેવો પાપી હોય તો પણ તેમાંથી મુક્ત થઈ શકે છે. કોઈ એવું પાપ નથી કે તેને દુર કરવાનું બળ આ જીવમાં ન હોય. જેના પરિણામો ઘણા જ કોમળ હોય છે તે ગમે તેવાં કરેલાં પાપોથી પણ મુક્ત થઈ શકે છે, અને જેનાં પરિણામ ઘણાં જ કિલષ્ટ હોય છે, તે રૌદ્ર પરિણામે ઘોર નિવડ પાપ બંધ કરે છે. પાપથી ભય રાખનાર મનુષ્ય ધર્મવીર પુરુષોના માર્ગમાં ચાલવાનો અધિકારી બને છે.

## પ્રસિદ્ધ દેશાચાર પ્રમાણે ચાલવું–૫.

રૂઢી પ્રમાણે ચાલ્યા આવ્યા હોય. તથાપિ ઉત્તમ પુરુષોએ જેને સંમત્તિ આપી હોય તેવા ભોજન, વસ્ત્ર, ગૃહકાર્ય, અને દેશમાં ચાલતા વ્યવહારીક રીવાજોને માન આપીને

ચાલવું તે પ્રસિદ્ધ દેશાચાર પ્રમાણે ચાલવાનું કહેવાય છે.

લોકોના સહવાસમાં રહીને ગૃહસ્થો વ્યવહારનું પાલન અને ધર્માચરણ કરે છે, માટે લોક વિરુદ્ધ કે ધર્મ-વિરુદ્ધ કાર્યનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ, અનિચ્છાએ પણ લોકાચાર પ્રમાણે વર્તન કરવાથી પ્રાયે પોતાના યશ અને શોભામાં વધારો થાય છે. લોકો અનુકુળ હોવાથી, અથવા પોતે લોકોને અનુકુળ રહેવાથી નિર્ણય કરેલાં ધર્મ કાર્યો ઘણી સહેલાઈથી સિદ્ધ થાય છે.

જેમ અકબર બાદશાહ સર્વ ધર્મના લોકાચારને માન આપતો હતો તેથી હિંદુસ્તાનની શહેનશાહી ઘણી સારી રીતે મેળવી અને ટકાવી શક્યો હતો. શ્રીમાન્ હીરવિજયસૂરિ તથા વિજયસેનસૂરિ પણ અકબર બાદશાહને તથા તેમના કેટલાક લોકાચારને સહમ્મત રહેવાથી અનેક તીર્થના રક્ષણો માટેની સનંદો મેળવી શક્યા હતા, તથા નિયમિત અમારી પડહ વિગેરે દયાનાં ઉત્તમ કાર્યો કરી શક્યા હતા. એવી જ રીતે ઉત્તમ શ્રાવક વસ્તુપાળ અને તેજપાળ તેઓ પણ લોકોને સમ્મત રહી, લોક વ્યવહારને અનુકુળ લોકોપયોગી અનેક કાર્યો કરી, પોતાના ધર્મના અનેક ઉત્તમ કાર્યો કરવાને વિજયી નિવડ્યાં હતા.

દેશાચારને સમ્મત રહેવાથી-દેશાચારાનુસાર વર્તન કરવાથી-લોકલાગણી પોતા તરફ ખેંચી શકાય છે. લોકોની દીલસોજીને લઈ મનુષ્યોનો વ્યવહાર સુખરૂપ નિવડે છે. તે સાથે તેનાં હાથે અનેક ઉત્તમ ધાર્મિક કાર્યો પણ થઈ શકે

આગલા વખતમાં ઇંદ્રમહોત્સવાદિ લોકાચાર–કે દેશાચારના મહોત્સવોમાં જૈનાચાર્યો પણ ભાગ લઈ લોકોને અનુકુળ રહેતા હતા, અને તેને લઈ લોકો તેમને મદદ કરવાને અવસરે અચકાતા પણ ન હતા. શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય જેવા પ્રભાવિક આચાર્યો પણ રાજસભામાં કે રાજપ્રકરણીય કામોમાં ભાગ લેતા હતા અને તેને લઈ કુમારપાળ જેવા રાજાને પરમાર્હત જેવી ઉત્તમ પંક્તિએ પહોંચાડવા સાથે ધર્મનો બહોળો ફેલાવો કરી શક્યા હતા, દેશાચારને માન નહિં આપનાર ગમે તેવો મનુષ્ય હોય કે ધર્મ હોય તેનો નાશ થતાં વાર લાગતી નથી કોઈ વખતે નાશ ન થાય તો તેમાં સુધારો વધારો તો થતો અટકી પડે છે જ. લોકાચારમાં ભાગ ન લેવાથી લોકોથી જુદા પડી જવાય છે, અને લોકાચારનું ઉલ્લંઘન કરવાથી તો તે દેશવાસી લોકો સાથે વિરોધ થવાનો પણ સંભવ રહે છે. અનેક નુકશાનો વેઠવા પડે છે. શાંતિના અભાવે ધર્મપ્રાપ્તિ થવી પણ મુશ્કેલ–કે દુર્લભ થઇ પડે છે. હાલના વખતમાં પણ દેશાચાર કે લોકાચાર પ્રમાણે ઉપકાર માનવાના વફાદારી બતાવવાના વિગેરે અનેક રિવાજો કરવા પડે છે. માટે શિષ્ટ સમ્મત યથાયોગ્ય દેશાચારનું પાલન કરવું જોઇએ અને તેથી જ ગૃહસ્થાશ્રમમાં રહેલાં તથા તે સિવાયના ત્યાગ માર્ગવાળાઓં પણ યથાયોગ્ય પોતાનું કાર્ય સિદ્ધ કરી શકે છે.

## કોઇના અવર્ણવાદ ન બોલવા–૬.

કોઈના પણ અપવાદ ન બોલવા–નિંદા ન કરવી. પરના

અવર્ણવાદ બોલવાનું કે નિંદા કરવાનું ત્યારે જ બને છે કે જ્યારે પોતામાં ગુણ જોવાનું અને અન્યમાં દોષ જોવાનું લક્ષ્ય રાખવામાં આવે છે. જ્ઞાની પુરુષો આપણને તેથી જુદી રીતે પ્રવૃત્તિ કરવાની ભલામણ કરે છે. તેઓ કહે છે કે તમારે દોષ જોવા હોય તો તમારા જ જોવા કે જેથી તેને દૂર કરવાની તમને તક મળી આવે, અને ગુણ જોવા હોય તો અન્યમાં જોવા કે જેથી તેને મેળવવાનું તમારાથી બની શકે. તમે જેવી લાગણીઓને ખીલવશો તેવી લાગણીઓ તમારામાં વિકાસ પામશે. ગુણને ઇચ્છશો તો ગુણી બનશો, દોષો શોધશો તો દોષો તમારામાં દાખલ થશે. કારણ કે તમે જેને યાદ કરો છો તે જ વખતે તેને નિમંત્રણ આપો છો, એટલે તેઓ જ તમારા આમંત્રણને માન આપી તમારી પાસે હાજર રહે છે.

કોઇના અપવાદ ન બોલો. કારણકે તમે તેથી અપવાદ બોલવાનું દ્વાર ખુલ્લું કરો છો. પોતાનો ઉત્કર્ષ વધારવાથી એટલે અભિમાનવૃત્તિને વધારવાથી અને અન્યનો પરાભવ કરવાથી નીચ ગોત્ર કર્મ બંધાય છે તેથી નીચા કુળમાં ઉત્પન્ન થવું પડે છે અને તે જાતની ઉત્તમ જાતિ–કુળાદિકની પ્રાપ્તિ થતી અટકે છે અથવા હલકી સ્થિતિ મળે છે.

પોતાની પ્રશંસા કરવાથી, પરની નિંદા કરવાથી, મહાન્ પુરુષોના ગુણો ઉપર ઇર્ષા કરવાથી અને સંબંધ વિના પ્રલાપ કરવાથી મનુષ્ય પોતે જ પોતાને હાથે નીચો પડે છે. છતા કે અછતા પરના દોષો બોલવાથી કે સાંભળવાથી આપણને

કાંઈ ફાયદો થતો નથી, પણ ઉલટું તેની સાથે વિરોધમાં વધારો થાય છે અને સાંભળવાવાળાને કુબુદ્ધિ ઉત્પન્ન કરે છે. સામાન્ય મનુષ્યના પણ અપવાદ ન બોલવા તે યોગ્ય નથી, તો પછી અનેક જન સમ્મત માનનીય, રાજા, પ્રધાન, ગુરુ, સંઘ અને દેવાદિના અવર્ણવાદ બોલવા તે તો ક્યાંથી જ યોગ્ય ગણાય? રાજા પ્રમુખના અવર્ણવાદ બોલવાથી ધનનો તથા પ્રાણનો નાશ થાય છે. દેવ, ગુરુ અને સંઘ (મહાન્ સમુદાય)ના અપવાદ બોલવાથી મહાન્ કર્મબંધ થવા સાથે નીચ ગોત્રમાં જન્મવુ પડે છે. શાસ્ત્રકારોતો પરના છતા દોષો પણ બોલવાની મના કરે છે, તો પછી જેનામાં બીલકુલ દોષ ન હોય તેવા અન્યના અછતા દોષો બોલવાની તો વાત જ શી કરવી? પરના અવર્ણવાદ બોલનાર મનુષ્ય ધર્મને લાયક થયો જ નથી કારણ કે હજી તેનું લક્ષ પોતાને સુધારવા તરફ વળ્યું નથી એમ ચોક્કસ સમજવું જોઇએ. કર્મની વિચિત્ર ગતિ છે. અને ગમે તે મનુષ્યને કે જીવને કર્મોદયને આધિન થવું જ પડે છે. કર્મોઉદય આગળ તીર્થંકર જેવી સ્થિતિને લાયક થયેલા જીવોને પણ નમવું પડ્યું છે. આ વાતની એ નિંદા કરનાર જીવને ખબર જ નથી. નહિતર તે પોતાનું સુખ કેમ સ્વાધિન ન રાખી શકે? એક તો અવર્ણવાદ બોલનાર જીવ લાયક નથી અને આવી રીતે પરના અપવાદ બોલવાથી તે લાયક થઇ શકતો નથી. અર્થાત્ પોતાની લાયકાત આડો તે મજબુત કિલ્લો ઉભો કરે છે. ધર્મના માર્ગમાં ચાલવાને લાયક થવા માટે પરનિંદાનો ત્યાગ અવશ્ય કરવો જ જોઇએ.

## ગૃહસ્થોએ કેવે સ્થળે નિવાસ કરવો ?—૭.

ઘણા ખુલ્લા નહિં, ઘણા ગુપ્ત નહિં, નીકળવા જવાના અનેક દ્વાર વિનાના સારા પાડોશીવાળા, યોગ્ય સ્થળે બનાવેલા ઘરમાં ગૃહસ્થોએ નિવાસ કરવો. ઘણા ખુલ્લા એટલે સરીયામ રસ્તા ઉપર, બજારમાં, મેદાનમાં કે આજુબાજુ વસ્તીનો ભાગ ન હોય તેવા ઘરમાં ગૃહસ્થોએ રહેવું નહિં. આવા તદ્દન ખુલ્લા એટલે આડી વંડી, દીવાલ કે કોટ વિગેરેના પ્રતિબંધ વિનાના ઘરમાં રહેવાથી ચોરાદિથી પરાભવ થવાનો સંભવ રહે છે અને રસ્તે જતા આવતા લોકોની દૃષ્ટિ ઘરની અંદર પડે છે. ઘરમાં રહેનારા સ્ત્રી પુત્રી કે પુત્રવધુ ઇત્યાદિ ઉપર અન્યની દૃષ્ટિ પડે છે. અથવા આ સ્ત્રી વર્ગની દૃષ્ટિ બહાર જતા આવતા લોકો તરફ ખેંચાય છે, અને પરિણામે તેમના ઉત્તમ જીવન ઉપર નઠારી છાપ પડે છે વારંવાર બેસવા, ઉઠવા, હરવા, ફરવા, નાવા, ધોવા વિગેરે કારણોથી ધીમે ધીમે તેમની લજ્જામા ઘટાડો થાય છે અને તેમના આચાર વિચારોમાં શિથીલતા ઉત્પન્ન થાય છે. આ નિવાસ સ્થળના નિર્ણય ઉપર સુધરેલા દેશના સ્વતંત્ર વિચારોવાળા ટીકા કરશે એ વાત ધ્યાન બહાર નથી, પણ જે વર્ગ નાનપણથી જ છુટથી પુરુષો સાથે ભેળવાયેલ છે, જેઓએ છુટથી દરેક જાતની કેળવણી લીધેલી હોય છે, દરેક ઠેકાણે હરવા ફરવાની જેને છુટ છે, જેઓ હથિયારોનો પ્રસંગ આવ્યે છુટથી ઉપયોગ કરી શકે છે, ગમે તે પુરુષોની સાથે જેને હરવા ફરવાની સ્વતંત્રતા છે, અને જેના

નાત, જાત કે ધર્મ તરફથી પવિત્ર શીયળ કે બ્રહ્મચર્યની સત્તાનો અમલ બંધ રાખવાથી અંધારું પડે છે કે હવા આવતી અટકે છે. ખુલ્લા હોય તો ઘરના માણસો આઘાં પાછાં હોય ત્યારે તેને સાચવવાની ચિંતા રાખવી પડે છે. તેમાં કોઈ દ્વાર બંધ કરવું રહી જાય તો જોખમમાં ઉતરવું પડે છે. માટે જવા આવવાનાં વધારે બારણાં ઘરને રાખવા નહિં.

વળી આવા ગુપ્ત ઘરની અંદર જ્યારે બીજા માણસોની મદદની જરૂર પડે છે ત્યારે ઘણી માગણી કર્યા છતાં, પણ તેવી મદદ મળી શકતી નથી. આનું કારણ તે ઘરની ગુપ્ત સ્થિતિ છે તે જ છે.

ગૃહસ્થોએ ઘર યોગ્ય સ્થાનકે કરવું જોઇએ. ઘર બનાવતાં પહેલાં તે જમીન શુદ્ધ કરેલી હોય તો તે યોગ્ય સ્થાનકે કરેલું કહેવાય છે. ઘર બનાવતાં પહેલાં ભૂમિની અંદર રહેલ વાળ, ભસ્મ, હાડકા પ્રમુખ સલ્ય કાઢી નાખવાં. આ ઠેકાણે જમીન ઉત્તમ, મધ્યમ, કે અધમ છે તેની પરીક્ષા કરી ઘર બનાવવું તેની પરીક્ષા અનેક રીતે થઈ શકે છે જેમકે, એક હાથ જમીન ખોદીને તે જ માટીથી પાછો ખાડો પુરી દેવો જો તે ખાડો પુરાતા માટી વધે તો જમીન ઉત્તમ છે ઓછો રહે તો જમીન ખરાબ અથવા અધમ સમજવી. સરખો ભરાઈ રહે તો મધ્યમ સમજવી. તે જમીન અથવા માટીમાં જુવાર વાવ્યાથી જો ત્રણ, પાંચ કે સાત દિવસમાં ઉગી નીકળે તો અનુક્રમે તે જમીન ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ છે

એમ સમજવું. અથવા તે જમીનના ગુણદોષનો શુકન, ઉપશ્રુતિ આદિ નિમિત્ત બળથી નિર્ણય કરવો. તે ઘર બનાવવાના સ્થાનની નજીક મંદિર કે વૃક્ષ હોય તો તે મંદિરની ધ્વજાની છાયા કે વૃક્ષની છાયા બીજા કે ત્રીજા પહોરની જો ઘર ઉપર પડતી હોય તો તે ઘર સદા દુઃખદાઈ છે એમ સમજવું. પહેલાં કે ચોથા પહોરની છાયા ઘર ઉપર આવતી હોય તો હરકતકર્તા નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે અરિહંતના મંદિરની પુંઠ વર્જવી. ચંડીકા અને સૂર્યના મંદિરની દૃષ્ટિ વર્જવી. શ્રીકૃષ્ણના મંદિરનું ડાબું પડખું વર્જવું અને બ્રહ્માના મંદિરનું જમણું પડખું વર્જવું. આ પુંઠાદિ વર્જવાનું કારણ તેની ધ્વજાની છાયા બીજા કે ત્રીજા પહોરની ઘર ઉપર ન પડે તેટલા માટે સમજાય છે. જો તેમ ન હોય તો મંદિરની પુંઠ અરધા ગામ તરફ આવે છે તેટલી તો વર્જી શકાય નહિં. તેમ કરવું અસંભવિત છે.

ગૃહસ્થોએ પોતાનું રહેવાનું ઘર સારા પાડોશીઓની પાસે કરવું કે રાખવું જોઇએ. ધર્મિષ્ટ પાડોશીઓની સોબતથી ધર્મ કર્મમાં જાગૃતિ આવે છે. શાલીભદ્રને પાછલા સંગમકના ભવમાં સુપાત્રદાનની બુદ્ધિ થઈ હતી તે સારા પડોશના સહવાસનું ફળ છે. કુશીળાદિ આચરણવાળા પડોશીના સહવાસથી તેમના આચરણ કે આલાપ સંલાપ દેખી સાંભળીને દુર્ગુણી થવાનો પ્રસંગ બને છે. ખરાબ આચરણ તરફ ઢળી પડવાનો આ જીવને ઘણા લાંબા વખતનો પરિચય હોવાથી તેવા પાડોશીઓથી દૂર રહેવાની પૂર્ણ

જરૂર છે. 'સોબત તેવી અસર' ઘણાં વખતના પરિચયથી પડોશીના સારા નઠારા આચાર વિચારોની અસર થયા વિના રહેતી નથી માટે ધન, જીવિત, ધર્મ અને યશના અર્થી જીવોએ, મૂર્ખ, અધર્મી, ચોર, ક્રોધી, અભિમાની, ધૂર્ત્ત, પ્રધાન, અંત્યંજ, મહા વેરવાળા, સ્વામીવંચક, લુબ્ધ પરસ્ત્રી આશક્ત, વેશ્યા, બાળસ્ત્રી, ઋષિમુનિના ઘાત કરનાર એવા પાડોશીઓના સહવાસમાં ન રહેવું.

યોગ્ય સ્થળે ઘર હોય તેમાં રહેવાથી ધનનું રક્ષણ, જીવિતવ્યનું રક્ષણ, રોગથી બચાવ. મનની શાંત સ્થિતિ, ધર્મમાં પ્રવૃત્તિ અને અનાચારનો ત્યાગ, વિગેરે અનેક ફાયદાઓ થવાનો સંભવ છે આ સર્વ ફાયદાઓ ધર્મપ્રાપ્તિની યોગ્યતા મેળવી આપવામાં થોડે ઘણે અંશે મદદગાર થાય તેવા છે.

## સદાચારીની સોબત–૮.

આ લોકમાં તેમ જ પરલોકમાં હિત થાય–સુખી થવાય તેવી પ્રવૃત્તિવાળા જીવો સદાચારી કહેવાય છે. તેવા મનુષ્યોની સોબતથી તેમના સદાચરણો દેખીને આપણા દુરાચરણો દૂર કરવાનું અને સદાચરણોનું અનુકરણ કરવાનું બની આવે છે. મનુષ્યોને સારું ગમે છે. આ સારું છે કે નઠારું છે તેનો નિર્ણય તેઓ પોતાના ઘણા લાંબા વખતના સંસ્કાર પ્રમાણે કરે છે. અથવા બાલપણુથી જેનો વધારે પરિચય હોય તેના વિચાર કે આચરણ પ્રમાણે કરે છે. આ વાત મધ્યમ બુદ્ધિવાળા જીવો માટે છે.

જેમ જેમ સારા વિચારોવાળા મનુષ્યોનો પરિચય થાય છે, જેમ જેમ ઉત્તમ આચરણ અને વિચારવાળા મનુષ્યોના વિચારથી લખાયેલ કે બોલાયેલ વિચારો વાંચવામાં કે સાંભળવામાં આવે છે, તેમ તેમ તેની માન્યતામાં મનાયેલું સારું કે નઠારું તેમાં પણ ફેરફાર કરાતો જાય છે ઉત્તમ વિચારોની પ્રબળ અસરને લઈ પહેલાં જ્યાં થોડા સારાને વિશેષ સારું મનાયું હતું, ત્યાં પણ યોગ્ય ને યોગ્ય રીતે માનવાનું કારણ બને છે. તેમ થવાનું કારણ તેનાથી ઉત્તરોત્તર સારું અને પરિણામે સુખદાઇ જે સમજવામાં આવ્યું છે તે છે. શરૂઆતથી સારાં કે નઠારાપણાની માન્યતામાં ઉત્તરોત્તર ફેરફાર થયા કરતાં છેવટે મનુષ્ય પૂર્ણ સત્ય અને શ્રેષ્ઠતાને શોધી કાઢે છે, મેળવી શકે છે. આમ થવાનો મુખ્ય હેતુ સદાચારવાળા મનુષ્યની સોબત કરવી તે જ છે.

પ્રત્યક્ષ સમાગમદ્વારા અને પુસ્તકદ્વારા એમ બે પ્રકારે સદાચારીની સોબત બની શકે છે. છતાં આંહી પ્રત્યક્ષ સમાગમવાળી સોબતને મુખ્ય ગણવામાં આવી છે અને તેનું કારણ સામાન્યબુદ્ધિવાળા કે શરૂઆતવાળા જીવો પ્રત્યક્ષ સદાચારીની સોબતનો લાભ ઘણી સહેલાઈથી લઈ શકે છે તે જ છે. દુર્ગુણો હઠાવવા કે સુધારવા માટે સદાચારીનો પ્રત્યક્ષ સમાગમ બહુ ઉપકારક છે. તેઓ હિત શિક્ષા દ્વારા આપણા દુર્ગુણો સુધારવા પ્રેરણા કરે છે. તેમ જ તેમના સદાચરણો દેખીને પણ આપણને સુધરવાની લાગણીઓ ઉત્પન્ન થાય છે. તે સદાચારીની થતી પ્રશંસા સાંભળીને,

તેમનું બહુમાન થતું દેખીને પણ ગુણ અવગુણની તુલના મનુષ્યો કરી શકે છે, અને તેમના જેવી સ્થિતિ મેળવવા માટે સદાચરણી થવાની લાગણી પણ સ્ફુરી આવે છે. ઇત્યાદિ અનેક ફાયદાઓ સદાચારીના સહવાસથી થાય છે તેથી વિપરિત પ્રવૃત્તિવાળા દુરાચારી, કપટી, ધુર્ત વિટ, ભાંડ, ક્રોધી, હિંસક, જૂઠા બોલા, ચોર, જાર, જુગારી, અહંકારી, કૃપણ, દ્રોહી, વિશ્વાસઘાતી, કલેશી-ઇત્યાદિની સોબતથી મહાન દુર્ગુણો ઉત્પન્ન થાય છે, લોકીક કહેવત છે કે, "કાળાની જોડે ધોળો બેસે તો વાન ન આવે પણ સાન તો આવે જ." સાન એટલે તેના આચરણનું અનુકરણ કરવાનું તો મનુષ્યો શીખે છે જ. મનુષ્યોને તો સોબતની અસર થાય છે, પણ પશુ પક્ષીઓને પણ સોબત તેવી અસર થયા વિના રહેતી નથી, એક જ માતા-પિતાથી ઉત્પન્ન થયેલાં પોપટનાં બે બચ્ચાઓ, તાપસ અને ભિલ્લની સોબતથી સદ્‌ગુણી તથા દુર્ગુણી થયાના દાખલાઓ વ્યવહારમાં પ્રસિદ્ધ છે. પશુ પંખીઓથી પણ આગળ વધી વનસ્પતિમાં પણ તપાસ કરીએ તો ત્યાં પણ સોબત તેવી અસર થયેલી જણાયા સિવાય રહેશે નહિ. ચંદનના વૃક્ષોની જોડે ઉત્પન્ન થયેલા લીમડામાં પણ ચંદનની સુગંધ આવે છે. લીમડો પણ ચંદનને ભાવે વેચાય છે, ત્યારે મીઠું પાણી પણ લીમડાની સોબતથી કડવા રસ રૂપે થયેલું અનુભવાય છે. આ ઉપરથી એવો નિશ્ચય કરવાની જરૂરીયાત છે કે સદ્‌ગુણી થવા માટે મનુષ્યોએ સદાચારવાળાની સોબત અવશ્ય કરવી જ જોઇએ, શાસ્ત્રમાં કહ્યું છે કે. "કોઇની સોબત ન કરવી પણ જો તેમ ન કરી શકો

તો સત્પુરુષોની સોબત કરજો. કેમકે સંતપુરુષો દોષનું ઔષધ છે." અર્થાત સત્સંગથી દુર્ગુણો દૂર કરી મનુષ્યો સદ્દગુણી બને છે મહાત્મા પુરુષો કહે છે કે સુસવાટા મારતા ફણીધર પાસે રહેવું કે ભયંકર શત્રુની પાસે જવું તે સારું છે, પણ અધર્મી, ચપલ સ્વભાવી, મુર્ખ, પાપમિત્રોની સાથે એક ક્ષણ પણ રહેવું તે કલ્યાણકારી નથી. ખીજવાચેલો સર્પ અને છિદ્રો શોધનાર શત્રુ આ ભવના જ મરણ માટે થાય છે પણ અસવ અને અજ્ઞાનતા ભરેલી પ્રવૃત્તિવાળા મનુષ્યોની સોબતથી અનેક ભવમાં અનેકવાર મરવું પડે છે. જ્ઞાની પુરુષની સાથે રહેતાં કદાચ મરણ થાય તો પણ કલ્યાણ દાયક છે, પણ મૂર્ખ, અજ્ઞાની, દુરાચારી સાથે રહેતાં રાજ્ય મળે તો પણ તે હિતકારી નથી. કારણ કે તેનું પરિણામ ભયંકર રૂપે અનુભવ આપે છે. સદાચારી મનુષ્યોની સોબતથી ધર્મપ્રાપ્તિ ને યોગ્યતા પ્રાપ્ત થાય છે.

## માતાપિતાનું પૂજન ભક્તિ કરવી–૯.

જન્મદાતા માતા–પિતા પરમ ઉપકારી છે. જન્મ આપવાનું મહાન્ કષ્ટ ઉઠાવ્યા પછી પણ અજ્ઞાન અને અશક્તિથી ભરપુર બાલ્યાવસ્થામાં જે બાળકને ઉછેરવાનું કામ માતા ઉઠાવે છે તે ઘણી જ મુશ્કેલી ભરેલું છે. ઉછેરનારની કાળજી વિના બાલ્યાવસ્થામાં બાળકોનાં મરણ બનતાં આપણે જોઈએ છીએ, આપણી પોતાની અત્યારની સુખમય જિંદગી માટે તે પરમોપકારી માતાને ધન્યવાદ ઘટે છે.

જીવિત પર્યંત તેની આજ્ઞાના તાબેદાર રહી તેમના

ઉપકારના બદલા તરીકે તેમની દરેક ઈચ્છાઓ પૂર્ણ કરવી જોઇએ. બાલ્યાવસ્થા પછી પણ યોગ્ય શિક્ષણ આપી બુદ્ધિને કેળવવાનું કામ પણ માતા-પિતાનું છે. ત્યાર પછી વ્યવહારૂ કેળવણી આપી આજીવિકાના સાધનરૂપ, વિદ્યા, કળા, હુન્નર વેપાર, ઈત્યાદિમાં પ્રવિણ બનાવી વ્યવહારના માર્ગમાં પગભર ઉભા રહેવા જેવી સ્થિતિમાં લાવવાનું કામ પિતાનું છે. શાતિમય વ્યવહાર માર્ગ બનાવવામાં મદદ કરનાર માતા-પિતાનો જેટલો ઉપકાર માનો તેટલો ઓછો છે.

માતા-પિતાની ભક્તિ કરવાનો મહાન્ દાખલો ભગવાન્ મહાવીર દેવે પોતે કરી બતાવી દુનિયા આગળ એમ સિદ્ધ કરી બતાવ્યું છે કે માતા-પિતાની ભક્તિ કરવામાં જરાપણ પાછા ન હઠવું. અને તેના ઉપકારનો બદલો કોઈપણ રીતે તેમને યોગ્ય ધર્મમાર્ગે દોરીને વાળી આપવો, કારણ તે સિવાય બીજી કોઈ પણ જાતની ભક્તિ તે બદલો વાળવાને પુરતી નથી. છતાં બને તેટલી બીજી ભક્તિ તો કરતા જ રહેવું.

દૃષ્ટાંત આ પ્રમાણે છે કે, પૂર્વ ભવના સમર્થયોગી ભગવાન મહાવીરદેવ ગર્ભમાં આવ્યા પછી માતાની ભક્તિ માટે એટલે માતાને મારા હાલવા ચાલવાથી દુઃખ થાય છે માટે મારે બને તેટલું સ્થિર રહેવું, અને તેમ કર્યું. આનું પરિણામ ઉલટું આવ્યું. ગર્ભની અકુશળતાની શંકાને લઈ માતાને ઉદ્વેગ થયો, જ્ઞાની મહાવીરે જ્ઞાનબળથી તે જાણ્યું અને માતાની શાંતિ માટે હલનચલન શરૂ કર્યું પણ પોતાને વિચાર

થયો કે ગર્ભમાં રહ્યા છતાં માતાને મારા પર આટલો સ્નેહ છે તો હું જ્યારે દિક્ષાગ્રહણ કરીશ ત્યારે તેને કેટલુ દુઃખ થશે અને સ્વ–પર ઉપકાર માટે ત્યાગ માર્ગ તો લેવાનો જ છે.

માતાની લાગણી ન દુભાય તેટલા માટે જ પ્રભુએ એવો નિશ્ચય કર્યો કે માતાપિતાની હૈયાતિ સુધી મારે ત્યાગ-માર્ગ ગ્રહણ ન કરવો. એ પ્રતિજ્ઞાનો બરોબર નિર્વાહ કરી તેમણે માતાપિતાની ભક્તિનો માર્ગ લોકોને સમજાવ્યો. વળી તેમના પૂર્વનાં માતાપિતાને પ્રતિબોધ આપવા જાતે બ્રાહ્મણકુંડનગર ગયા. અને રૂષભદત્ત તથા દેવાનંદાને ધર્મ માર્ગે ચડાવ્યાં. તેમ કરી પોતાની પુત્ર તરીકેની ફરજ અદા કરી, આજ વાતને ઉદ્દેશીને ભગવતિ સૂત્રમાં તેઓશ્રીએ કહ્યું છે કે શ્રમણો! માતાપિતા, દુઃખી અવસ્થામાં મદદ કરનાર અને ધર્મમાર્ગે ચડાવનાર ધર્માચાર્ય આ ત્રણેનો બદલો ઘણી મહેનતે વાળી શકાય છે.

શિષ્યોએ પ્રશ્ન કર્યો છે કે પ્રભુ! કોઇ પુત્રો માતાપિતાને સતપાક, સહસ્રપાક કે તેવાજ ઉત્તમ તેલાદિ વડે અભ્યંગન કરી સુગંધી વસ્તુથી ચોળીને સ્નાન કરાવે, સર્વ અલંકારથી વિભૂષિત કરે, સ્વાદિષ્ટ સુંદર ભોજન કરાવે અને યાવત્ જીવનપર્યંત પીઠાદિ ઉપર ઉઠાવીને ફરે તો શું તે ઉપકારનો બદલો વળી શકે? ભગવાન્ કહે છે કે, 'તેટલું કરવા છતાં માતપિતાના ઉપકારનો બદલો ન વળે, પણ તેઓને કેવળી

ભગવાનના કહેલ ધર્મમાં જાગૃત કરે, દઢ કરે, આત્મજાગૃતિ આપી આત્મસ્વરૂપ પ્રગટ કરવાના માર્ગમાં જોડી આપે તો તેનો બદલો વળી શકે. કારણ કે ધર્મપ્રાપ્તિથી તેઓ નિરંતરને માટે જન્મ મરણથી મુક્ત થઇ જાય છે.' અન્ય સ્થળે પણ કહ્યું છે કે :-

ધર્મથી પતિત થયેલા ગુરુઓનો ત્યાગ કરવો. પણ આચારથી પતિત માતાનો કદાપિ ત્યાગ ન કરવો, કેમકે ગર્ભધારણ અને પોષણ કરવા વડે ગુરુ કરતાં પણ કોઈ અપેક્ષાએ માતા અધિક ઉપકારી છે.

માતાપિતાનું પૂજન કે ભક્તિ, તેમને ત્રણ સંધ્યા નમસ્કાર કરવાથી, પરલોક હિતકારી અનુષ્ઠાનમાં યોજવાથી, સર્વ કાર્યમાં તેઓની આજ્ઞા લેવાથી, સુંદરવર્ણ ગંધવાળા ફળ પુષ્પાદિ આપવાથી, તેમના જમ્યા પછી જમવાથી અને તેમની ઇચ્છાનુસાર યોગ્ય વસ્તુ સમર્પણ કરવા વડે કરી શકાય છે.

તેમની નિંદા ન સાંભળવી, શક્તિ હોય તો નિંદકને બોલતો બંધ કરવો, શક્તિ ન હોય તો ત્યાંથી ઊઠી અન્ય સ્થળે ચાલ્યા જવું પણ પોતાના પૂજ્ય માતા, પિતાદિ ગુરુ વર્ગની નિંદા ન સાંભળવી.

તેમ જ પરલોકના સુખના સાધનરુપ દેવ, ગુરુ, પૂજા, ભક્તિ ઇત્યાદિ ધર્મકાર્યમાં તેમને સ્થિર કરવાં. નમ્રભાવથી તેમને જણાવવું કે, આજથી તમારે ઘરનાં કામકાજની ચિંતા ન કરવી. કોઇપણ જાતના વ્યવહાર પ્રપંચમાં ન પડવું. નિશ્ચિંત થઈ ધર્મધ્યાન કરો. તમોને જોઇતી

સામગ્રીની સગવડ અમે કરી આપીશું. ઇત્યાદિ વચનો કહી એવી સગવડ કરી આપી માતાપિતાદિ ગુરુવર્ગનો ઉત્સાહ વધારવો.

વિનયથી આરાધન કરાયેલાં માતાપિતા પ્રસન્ન થઈ યોગ્ય શિક્ષા આપવા વડે મદદગાર થાય છે. અનુભવી માતાપિતાની આજ્ઞા માનનાર પુત્રધર્મના માર્ગમાં ચાલવાને લાયક થાય છે.

## ઉપદ્રવવાળાં સ્થાનનો ત્યાગ કરવો-૧૦.

ધર્મ, અર્થ, કામને બાધા કરનાર સ્થાન ઉપદ્રવવાળાં ગણાય છે. જ્યાં વૈરી હોય-વિરોધી હોય, પ્લેગ મરકી-કોલેરા આદિ વિવિધ પ્રકારના ચેપી રોગોનો ઉપદ્રવ હોય, સ્વરાજ્યનો ભય હોય, બીજા રાજ્યનો ભય હોય, યુદ્ધાદિ વિગેરે થતાં હોય તે ઉપદ્રવવાળાં સ્થાન છે. તેવાં સ્થાનનો અવશ્ય ત્યાગ કરવો, ભિલ્લાદિની પલ્લીના નજીકના ગામો કે જ્યાં નિરંતર ધાડ પાડવાનો કે ચોરી થવાનો ભય હોય છે, જ્યાં ચોરોનો ઉપદ્રવ વધારે હોય, પરસ્ત્રીલંપટ પુરુષો કુળવાન સ્ત્રીઓની જ્યાં લાજ લૂંટતા હોય, જ્યાંનો રાજા અન્યાયી, અધર્મી અને દુરાચારી હોય તેવાં સ્થાનો મૂકી દઈ નિરુપદ્રવ સ્થાને વસવું. વળી જ્યાં ગુર્વાદિજ્ઞાની પુરુષોનું આગમન થતું ન હોય. જ્યાં સ્વધર્મી બંધુઓની સોબત પણ ન હોય તેવા સ્થાને રહેવાથી નવીન ધર્મ ઉપાર્જન કરવાનું બનતું નથી.

જે દેશમાં નિરાધાર બાળ રાજાનું રાજ્ય હોય, જ્યાં એક રાજ્ય માટે બે રાજાઓ લડતા હોય, જ્યાં અયોગ્ય સ્ત્રીઓનું રાજ્ય હોય અને જ્યાં મૂર્ખ રાજાનું રાજ્ય હોય

ત્યાં રહેવાથી ધર્મ, અર્થ, કામને હાનિ પહોંચવાનો પૂરતો સંભવ છે.

સદ્ગુરુ અને યોગ્ય સ્વધર્મી (એક ધર્મ પાળનાર) બંધુનો જ્યાં સમાગમ ન હોય, તથા જ્યાં રહેવાથી ધન, શરીર, અને ધર્મનો નાશ થવાનો સંભવ હોય તેવાં સ્થાનોનો ત્યાગ કરવો. તેવાં અયોગ્ય સ્થાનોનો જો ત્યાગ કરવામાં નથી આવતો તો પૂર્વે ઉપાર્જન કરેલા ધર્મ, અર્થ કામનો નાશ થાય છે અને બીજા નવીન ઉપાર્જન થતાં ન હોવાથી ઉભય લોકને ભ્રષ્ટ થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. ઉપદ્રવ-વાળાં સ્થાનનો ત્યાગ કરી યોગ્ય શાંતિવાળા સ્થળે રહેવાથી ધર્મની યોગ્યતા સુલભ રીતે પ્રાપ્ત થાય છે.

## નિંદિત કાર્યમાં પ્રવૃત્તિ ન કરવી—૧૧.

જીવહિંસા કરવી, અસત્ય બોલવું, ચોરી કરવી, પરસ્ત્રી ગંમન કરવું, વિશ્વાસઘાત કરવો, નિંદા કરવી, ઇર્ષા કરવી, ગૃહસ્થોએ ભિક્ષા માંગવી, ઇત્યાદિ સામાન્ય રીતે નિંદિત કાર્યો ગણાય છે. તેમજ દેશ, જાતિ, કુળની અપેક્ષાએ જે જે નિંદિત કાર્યો ગણાય છે. તે તે કાર્યમાં બુદ્ધિમાનોએ પ્રવૃતિ ન કરવી.

દરિયાપારના કેટલાક દેશોમાં ગૃહસ્થોએ કે સામાન્ય રીતે કોઈ પણ મનુષ્યોએ ભિક્ષા માંગી ખાવું તે મોટો ગુનો ગણાય છે હિંદુસ્તાનમાં બ્રાહ્મણોએ ભિક્ષા માંગવી તેમાં જરાપણ શરમનું કામ ગણાતું નથી. મુસલમાન જાતિમાં કુક્કરને મારવું તે પાપ ગણાય છે; હિન્દુ અને પારસી

કોમમાં ગાયને મારવી તે પાપ ગણાય છે જૈનોમાં કોઈપણ જાનવરને મારવું તે પાપ ગણાય છે; છતાં સર્વ દેશોના મોટા ભાગમાં મનુષ્યવધ કરવો તે મહાપાપ કે ગુનો ગણાય છે અપરાધીને ફાંસી આપવી કે શૂળીએ ચડાવવો તેમાં ગુનો નથી ગણાતો.

બ્રાહ્મણો અને જૈનોમાં મદ્યપાન કે માંસભક્ષણ કરવું તે નિંદનીય ગણાય છે. મુસલમાનોમાં મદ્યપાન કરવું તે શાસ્ત્ર વિરુદ્ધ ગણાય છે. મહારાષ્ટ્ર દેશમાં સધવા સ્ત્રી કપાળ ઉપર કંકુનો ચાંદલો ન કરે તો તેને વિધવા ગણવામાં આવે છે, ત્યારે ગુજરાતાદિ દેશોમાં તેવો કોઇ નિયમ નથી. મહારાષ્ટ્ર દેશમાં સ્ત્રીઓ ખુલ્લે માથે ફરી શકે છે ગુજરાત, મારવાડ, કાઠીયાવાડ, માળવા પ્રમુખ દેશમાં ખુલ્લે માથે સ્ત્રીઓ ફરી શકતી નથી. કેટલાક દેશમાં તો ખુલ્લે મોઢે પણ ફરી શકતી નથી. રજપુતોમાં મામા ફઇના પુત્ર પુત્રીઓનાં લગ્નો થાય છે. મુસલમાનોમાં કાકા–કાકાના પુત્ર પુત્રીનાં લગ્નો થાય છે. ત્યારે બીજી કોમોમાં તે કામ નિંદનીક ગણાય છે. કેટલીક હિન્દુ, મુસલમાન, પારસી; ક્રિશ્ચિયનાદિ કોમોમાં પુનર્લગ્ન યોગ્ય ગણાય છે. ત્યારે કેટલીક હિન્દુ, બ્રાહ્મણ, જૈન કોમોમાં તે નિંદનીક ગણાય છે.

નિંદિત કાર્ય કોને કહેવું ? તે આ જુદા જુદા દેશ, જાતિ કે કુળના રીત રીવાજોનું અવલોકન કરવાથી જણાઈ આવશે કે કોઈ દેશમાં, કોઇ જાતિમાં, કે કોઈ કુળમાં નિંદિત કાર્યને જુદું જુદું રૂપક આપવામાં આવ્યું છે, એકને મન

નિંદિત છે તેજ બીજાને મન પ્રશંસનીય કે અનુકરણીય જણાય છે. ત્યારે કઇ વાત અંગીકાર કરવી અને કોનો ત્યાગ કરવો? આ સંબંધમાં સામાન્ય ખુલાસો તો એ થઈ શકે તેમ છે કે, પ્રથમ સામાન્ય રીતે શરૂઆત બતાવી આવ્યા તેમ સર્વ દેશ, કુળ, જાતિને માન્ય જે નિંદનીક કાર્ય ગણાય છે તેનો અવશ્ય ત્યાગ કરવો. ત્યાર પછી પોતે જે જાતિ સાથે સંબંધ ધરાવતા હોઇએ તેને માનનીય નિંદનીક કાર્ય હોય તેનો ત્યાગ કરવો. પછી પોતે જે કુળમાં જન્મ્યા હોઇ તેમાં જે જે નિંદનીક કાર્ય ગણાતાં હોય તેનો ત્યાગ કરવો, અને છેવટે પોતે જે ધર્મને માન આપતા હોઇએ તેમાં જેને નિંદનીક ગણવામાં આવ્યું હોય તેનો ત્યાગ કરવો.

આમ દેશ, જાતિ, કુળ કે ધર્મમાં જે નિંદનીક કાર્ય કહેવામાં આવ્યા છે તેનો ત્યાગ કરવામાં નથી આવતો તો આપણાં બીજાં યોગ્ય કાર્યો પણ અન્યની દૃષ્ટિમાં હલકાં પડે છે. એટલું જ નહિ પણ આપણે અન્યની દૃષ્ટિમાં હલકાં પડીએ છીએ, વળી કેટલીક વખત દેશ, જાતિ કે કોમનાં મનુષ્યો સાથે વિરોધ થવાનો પણ પ્રસંગ બની આવે છે. વિરોધ થતાં ધર્મ, ધન અને શાંતિ વિગેરેનો નાશ થાય છે. તેમ છતાં ઉત્સાહ નાશ પામે છે. યોગ્ય પ્રવૃત્તિ થતી નથી. આર્ત્તધ્યાન વધે છે. ધર્મ પ્રવૃત્તિ થતી અટકે છે. છેવટે પરિણામ દુઃખમય આવે છે. માટે દેશ, કાળ ઉચિત્ત કાર્યમા પ્રવૃત્તિ રાખવી. નિંદનીક કાર્યથી નિવૃત્તિ કરવી.

આ નિંદિત કાર્યમાં કેટલાકને ધર્મ સાથે સંબંધ છે.

કેટલાકને નિતિ સાથે સંબંધ છે, ત્યારે કેટલાકને લોકોની માન્યતા–દેશના રિવાજો સાથે સંબંધ છે. ધર્મ નિમિત્તે નિંદિત કાર્યનો ત્યાગ કરવો તે તો અવશ્ય જરૂરનો છે, પણ જે તાત્વિક રીતે નિંદનિય નથી છતાં લોકરૂઢીમાં કે દેશાચાર પ્રમાણે નિંદિત ગણાતું હોય તેનો પણ સમાજ સાથેનો સંબંધ ટકાવી રાખવા માટે પણ ત્યાગ કરવો પડે છે. છતાં એટલું ધ્યાનમાં રાખવા જેવું છે કે, જેને લોકો નિંદનીક ગણે છે તે ખરી રીતે નિંદનીક હોય છે અને નથી પણ હોતા. કેટલાક રીવાજો તો પુરુષોએ પોતાની હાજતો પૂરી પાડવા નિમિત્તે નિંદનીક ગણીને તેનો પ્રચાર કરેલો હોય છે. જેમકે સ્ત્રીઓએ ફરી લગ્ન ન કરવું અને પુરુષો ફરી લગ્ન કરી શકે. સ્ત્રીઓ એકથી વધારે પતિ એકી સાથે ન કરી શકે પણ પુરુષો એકથી અધિક સ્ત્રીઓ વધારે કરી શકે. અથવા અમુક જાતિ સાથે કન્યા વ્યવહાર રાખવો અને અમુક સાથે ન રાખવો. તેમાં પણ અમુક ગામના કે શહેરના આટલા જ સમુદાય સાથે કન્યા લેવા દેવાનો વ્યવહાર રાખવો અને બીજા સાથે નહિં રાખવો. બીજા પોતાની નાત જાતના હોય તો પણ આ કાયદાથી વિરુદ્ધ વર્તન કરનારને ન્યાતબહાર કે મોહલ્લા બહાર કરવામાં આવે છે. આ બધું પોતાની હાજતો પુરી પાડવા માટે જ યોગ્ય–અનિંદનીક અને અયોગ્ય–નિંદનીક ગણવામાં આવેલું હોય છે, આ સાથે ધર્મને કાંઇ સંબંધ હોતો નથી.

કેટલાક રીવાજોને આજીવિકા ચલાવવા નિમિત્તે પણ નિંદનીક અને અનિંદનીકનું રૂપક આપેલું હોય છે. જેમકે

બ્રાહ્મણો ભિક્ષા માગે તો તે કામ નિંદનીક નથી. બીજાઓ માંગે તો નિંદનીક છે. કેટલાક રીવાજો દેશકાળની હાજતો પ્રમાણે યોગ્ય કે અયોગ્ય ગણવામાં આવે છે. દૃષ્ટાંત તરીકે શાંતિના વખતમાં કોઈનું ખૂન કરવું તે પાપ તથા ગુનો ગણાય છે અને લડાઈમાં લાખો માણસોના ખુન થાય કે જાન જાય તેમાં ગુનો કે પાપ મનાતું નથી, પણ ઉલટું વધારે માણસોના જાન લેનારને શૂરવીર યોદ્ધાઓ કે બહાદુર લડવૈયાઓ માનવામાં આવે છે. આજ રીતીએ અનેક રીતરીવાજો લોકોના નાયકોએ તથા ધર્માચાર્યોએ દેશકાળ, પોતાની હાજતો—જરૂરીયાતોના પ્રમાણમાં નિંદનીક કે અનિંદનીક ઠરાવેલા હોય છે. તેમના સમુદાયમા રહેનારાઓએ તેમને માન આપવું જોઇએ. તેમ કરવામાં નથી આવતું તો વિક્ષેપ પેદા થાય છે. આ સાથે એટલુ પણ સૂચવવાનું રહે છે કે જે રીવાજો જે દેશ, કાળ, અને હાજતોને લઇને પ્રચલીત કરવામાં આવેલા છે તે જ રીવાજો જુદા દેશ, કાળ અને ચાલુ જમાનાની જરૂરીયાતોને લઇને ફેરવવામાં—જુદા રીવાજો પ્રમાણે ગોઠવવામા આવે તો તેમ પણ કરી શકાય છે. તે વાતને અનેક મનુષ્યોએ ટેકો આપ્યો—માન આપ્યું એટલે તે રીવાજને અનિંદકપણાની છાપ લાગુ પડે છે, અને ત્યાર પછી તે પ્રવૃત્તિ લોકમાન્ય ગણાય છે. લોકોની નિંદનીક અનિંદનીક પ્રવૃત્તિ મોટે ભાગે આ પ્રમાણેની હોય છે. દૃષ્ટાત તરીકે હિંદુઓ ઢેઢ, ભગી આદિને અડકતા નથી પણ તે જ લોકો ક્રિશ્ચિયનોમાં વટલાઈ જરા હુશિયાર થઈ બહાર આવે છે એટલે તેની સાથે બેસવા ઉઠવામા બાદ ગણાતો

નથી. આ લોક રીવાજોને લોકો સાથે રહેનારાઓએ માન આપવું તે યોગ્ય છે.

## આવક અનુસારે ખરચ કરવો—૧૨.

ભરણ પોષણ કરવા લાયક, સ્ત્રી, પુત્ર, પુત્રી, માતા, પિતા ભાઈ, બહેન, અને કુટુંબી વર્ગ ઈત્યાદિ પરિવારના ખરચમાં, પોતાના ઉપભોગનાં સાધનોમાં દેવ અતિથી આદિઓના પૂજનમાં અને દીન, દુઃખી આદિના ઉદ્ધારાદિ સંબંધી દાનમાં જે કાંઈ ખરચ કરવામાં આવે તે સર્વ ખરચ આવકને અનુસારે જ કરવો જોઇએ.

આવકનાં સાધનો ખેતી, જમીન, વ્યાપાર, કર, નોકરી, પશુ—પાલન, વ્યાજ અને હુન્નર ઉદ્યોગ, કળાદિ વિગેરેમાંથી જે આવક આવતી હોય તેના ચાર ભાગ પાડવા. તેમાંથી એક ભાગ નિધાન કે ખજાના તરીકે રાખી મૂકવો. તે ખરા જરૂરિયાતવાળા કે કોઈ આફત કે વિપત્તિવાળા પ્રસંગે ઉપયોગમા આવે.

એક ભાગ વ્યાજાદિ કાર્યમાં રોકવો, જેમાંથી ચાલુ આવક આવ્યા કરે. વ્યાપારાદિ કાર્યમાં નુકશાન ગયુ હોય કે ખેતી પ્રમુખની આવક કોઇ પ્રસંગે ન આવી હોય તો તેમાંથી ખોટ પુરી પાડી શકાય. એક ભાગ ભરણ—પોષણ કરવા લાયક કુટુંબીઓ અને પોતાના ઉપભોગના સાધનમાં વાપરવો, અને એક ભાગ ધર્મ રસ્તે ઉપયોગી કાર્યમાં ખરચવો. આ વિધિ જેઓને ખરચ પૂરતી આવક છે એટલે

ચાર ભાગ થઇ શકે તેના જેટલી મિલકત ધરાવનારા જે હોય તેવાઓને માટે છે. જેને ઓછી આવક હોય તેણે તે પ્રમાણે ખરચ કરવો, અને જેને ઘણી આવક હોય તેવા ધનાઢ્યોએ તો આવકમાંથી અરધો ભાગ પરોપકારના કાર્યોમાં ખરચવો. અને તેથી પણ વધારે દ્રવ્ય પોતાની પાસે હોય તો ઈચ્છાનુસાર વધારે પણ ધર્મમાર્ગે ખરચ કરવો. ધનવાનનો ગુણ ધનાઢ્યતા છે પરસ્પર બન્ને ગુણ વિનાના મનુષ્યોનો ત્યાગ અને ધન એ વિડંબના પાત્ર છે.

થોડી આવક છતાં વધારે ખરચ કરવાથી, જેમ રોગ શરીરને દુર્બળ કરી નાંખે છે. તેમ તે વૈભવમાં ખાલી થયેલો મનુષ્ય દુનિયાના સર્વ વ્યવહારને માટે અસમર્થ બને છે. છેવટે દુઃખી થાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, 'જે મનુષ્ય પોતાના લાભ, વ્યયનો એટલે આવક તથા ખરચનો વિચાર કર્યા સિવાય વૈશ્રમણ (કુબેર)ની માફક દાન આપે છે. ખરચ કરે છે, તે મનુષ્ય થોડા જ દિવસોમાં અહીં જ વૈ–શ્રમણ–નિશ્ચે ભિક્ષુક જેવી દશાને પામે છે. અર્થાત્ તેને ભીખ માંગવાનો વખત આવે છે તેમ જ વિશેષ પૈસાપાત્ર થઈ જે મનુષ્ય દાનાદિ ધર્મમાં પોતાના દ્રવ્યનો ઉપયોગ કરતો નથી તે લોકોમાં નિંદાપાત્ર થાય છે. ધનના મોહમાં આર્તધ્યાન કરી તે ઉપર મૂર્ચ્છા રાખી, ધન ઉપરની આશક્તિને લીધે વિશેષ કર્મબંધ કરી દુર્ગતિમાં જાય છે. આ ધન કે પૃથ્વી તેની સાથે જતી નથી તે કેવળ તેના પાપનો ભાગીદાર થાય છે. અને તે ધનનો ઉપભોગ કોઇ ભાગ્યવાન જીવ કરે છે. આવક

વિના હદ ઉપરાંત દાન દેનાર કે ખરચ રાખનાર માણસના પણ બુરા હાલ થાય છે. માટે આવકને અનુસારે ખરચ રાખવો. તેથી મનની સ્થિતિ ઘણી શાંત રહે છે. હાયવોય-વાળું આર્ત્તધ્યાન થતું નથી. શાંતિવાળું જીવન ધર્મપ્રાપ્તિને લાયક બને છે.

## ધન અનુસારે વેશ રાખવો-૧૩.

પોતાની પાસે જેટલી આર્થિક સ્થિતિ હોય એટલે પોતે જેટલો ધનવાન હોય તેના પ્રમાણમાં, પોતાની ઉંમરના પ્રમાણમાં, પોતાના હોદ્દા પદવી કે અધિકારના પ્રમાણમાં, અને દેશ, કાળ, જાતિ, ઇત્યાદિની અનુસારે વેશ પહેરવો. ઘણા થોડા જ દ્રવ્યવાળો મનુષ્ય ધનાઢ્યના જેવાં વસ્ત્રો કે અલંકારો ધારણ કરે તો લોકોના મનમાં તેના સંબંધમાં હલકા વિચારો બંધાવાનું કારણ મળે છે. કાંતો લોકો તેને ઉદ્ધત ગણશે. વ્યભિચારી ગણશે. દીવાળીયો ઠરાવશે કે અયોગ્ય-નાલાયક કે મૂર્ખ સમજશે. લોકો તેના સંબધમાં વાતો પણ કરશે કે આના ઘરમાં સારી રીતે ખાવાનું પણ સાધન નથી અને આવાં વસ્ત્ર અલંકારાદિ પહેરે છે તો જરૂર કોઈની ચોરી કરીને લૂંટીને, વિશ્વાસઘાત કરીને, થાપણ ઓળવીને કે બેન દિકરીની મિલકત ઉચાપત કરીને લાવ્યો હશે. એટલું જ નહિ પણ રાજા પ્રમુખ આગળ પણ કોઈ ચાડી ખાઇને તેને દંડાવ્યાનો પ્રસંગ પણ અનુભવાવશે. કોઈના ઘરમાં ચોરી થઇ હોય તો પણ તેના ઉપર શંકા જવાનો પ્રસંગ બનશે.

ધનાઢ્ય મનુષ્ય ગરીબને લાયકનો વેશ પહેરે તો લોકો તેની હાંસી કરશે. તેની કૃપણતા ને લોભવાળી વૃત્તિને ધિક્કારશે. કોઈ તેને નુકશાન જવાની શંકા કરી અત્યારની નિર્ધનતાનો નિશ્ચય કરશે અને તેને લઈ તેના ચાલુ વ્યાપાર-વ્યવહારાદિને નુકશાન પહોંચશે, ગરીબ-કંગાળ જેવા વેશને લઈ તે ધનાઢ્ય કોઇ સ્થળે ગરીબની માફક આદર સત્કાર નહિં પામતાં અપમાન પણ પામશે.

ઉંચા હોદ્દા ઉપર રહેલા મનુષ્ય પણ હલકા વેશથી સામાન્ય મનુષ્ય તરફથી પણ આદરસત્કાર નહિં પામે. અમુક અધિકારી વર્ગ કે પદવી ધારણ કરનાર મનુષ્ય પણ તેને લાયક વેશના અભાવે સામાન્ય માણસની પંક્તિમાં ગણાશે. તેને લઈ તેના વ્યવહારમાં ખલેલ પહોંચવાનો સંભવ છે તેમજ હલકી પંક્તિનો માણસ મોટા અમલદાર અધિકારી કે પદવી ધરની છાપો લઇને-તેની માફક વેશ પહેરીને ફરતો હશે તો ઠગાઈના આરોપસર તેને નુકશાન ખમવું પડશે. અવિદ્વાન છતાં વિદ્વાનનો વેશ કે આડંબર ધારણ કરનાર મનુષ્ય, તેવી વિદ્વતા પ્રગટ કરવાના પ્રસંગે અપમાન પામશે.

વૃદ્ધાવસ્થાએ પહોંચેલ પુરુષ કે સ્ત્રી યુવાન અવસ્થાને લાયકનો વેશ પહેરશે તો લોકોમાં હાંસીપાત્ર થવા સાથે હલકી જાતની શંકાના કારણરૂપ બનશે. કાળા વાળને ધોળા ન થવા દેવા માટે પ્રયત્ન કરનારા કે ધોળાવાળાને કાળા કરવા પ્રયત્ન કરનારા, વૃદ્ધાવસ્થા આવ્યા છતાં યુવાન બન-

વાનો પ્રયત્ન કરનારા અને ગરીબ છતાં ધનાઢયતાનો દેખાવ કરનારા મનુષ્યો કસોટીના ખરા પ્રસંગે તેમાં નિષ્ફળ નિવડવાથી નિંદાપાત્ર થવા સાથે આબરૂ, દેહ ધન અને વ્યવહારને મોટું નુકશાન પહોંચાડે છે. લોકોમાં નિંદાપાત્ર બનેલા મનુષ્યો ધર્મ માટે પણ અનઅધિકારી થાય છે. ધર્મના અર્થી જીવોએ તો બીલકુલ ઉદ્ભટ વેશ ન જ પહેરવો. સાદું અને સરલ જીવન જેટલું ઉપયોગી નિવડે છે. તેટલુ આડંબરવાળું જીવન ઉપયોગી નથી નિવડતું.

દેશના અનુસારે વેશ રાખવો. જે દેશમાં વિશેષ ઠંડી પડતી હોય ત્યાં અમુક જ વેશ પહેરવાનો આગ્રહ કરનારાના શરીરને મોટું નુકશાન પહોંચે છે. અથવા ગરમ દેશમાં ઠંડા પ્રદેશનો વેશ પહેરવાથી પણ તેવું જ નુકશાન થવા સંભવ રહે છે. એક જ દેશમાં જુદી જુદી ઋતુઓના પ્રસંગે વેશમા ફેરબદલો કરવો પડે છે, અથવા વિવાહ કે શોકના પ્રસગોને અનુસરીને વેશમાં ફેરફાર કરવો પડે છે. તેમ ન કરનારના વ્યવહારને નુકશાન પહોંચે છે. અથવા પોતે જેવી જાતિમાં ઉત્પન્ન થયો હોય તે જાતિની સાથે દરેક વ્યવહારના પ્રસંગો રહેલા હોવાથી તેના વિરુદ્ધ વેશ ધારણ કરવાથી તે જાતિવાળાઓની અવકૃપા કે પોતા તરફ બેદીલી વહોરી લેવી ન પડે તેવો વેશ રાખવો. મતલબ કે દરેક સ્થળે અવસર જોઇ, લાભાલાભનો વિચાર કરી વેશ ધારણ કરવો. તેમાં આગ્રહ રાખનારને વિના પ્રયોજને હરકતો ઉભી થાય છે.



## બુદ્ધિના આઠ ગુણવાળા થવું-૧૪

સાંભળવાની ઇચ્છા, સાંભળવું, ગ્રહણ કરવું, ધારી રાખવું, તર્ક કરવા, વિપરિત ઉલટા સુલટા વિતર્કો કરવા, વસ્તુનું જ્ઞાન કરવું, ચોક્કસ નિશ્ચય કરવો, આ બુદ્ધિના આઠ ગુણ છે. આ સાંભળવાદિના આઠ ગુણ વડે જેણે પોતાની બુદ્ધિને તિક્ષણ-તીવ્ર ધારવાળા હથીયાર માફક બનાવી છે તે બુદ્ધિના પ્રકર્ષવાળો મનુષ્ય નિરંતર વિચારપૂર્વક પૂર્વાપર લાભાલાભનો વિચાર કરીને પ્રવૃત્તિ કરી શકે છે. તેને લઇને તે કોઈ સ્થળે સ્ખલના નહિં પામતાં પોતાના ગમે તેવા કઠણ કાર્યમાં પણ વિજયી નિવડે છે. બુદ્ધિવાળાં મનુષ્યો જ લાભાલાભનેઃ, કર્તવ્યાકર્તવ્યનો, હિતાહિતનો વિચાર કરી શકે છે, અને તેથી જ કોઈ પણ સ્થળે તે દુઃખનો ભાગી થતો નથી. તે બુદ્ધિમાન મનુષ્ય દેશ, કાળ, શક્તિ વગેરેને સમજી શકે છે જેમકે હું કોણ છું? કાળ કયો છે? મારા સહાયક મિત્રો કોણ છે? દેશ કયો છે? મારી શક્તિ કેટલી છે? આવક અને ખર્ચ મારે શું છે? હું કયા વ્યવહારને કે ધર્મ સ્થાનને લાયક છું? અમુક કાર્ય પાર પાડી શકીશ કે કેમ? વગેરે કાર્યોનો બુદ્ધિપૂર્વક વિચાર કરી પછી પ્રવૃત્તિ કરનાર હોવાથી તેનો વ્યવહાર સુખમય થાય છે.

બુદ્ધિ એ ચોધારું ખડગ હોય તેવી છે. તેને કયે રસ્તે વાપરવી? તે તેના નિત્યના કર્તવ્ય, આજુબાજુના સંયોગો અંતરની લાગણીઓ, બાળપણુના સંસ્કારો, અને ધાર્મિક ઝનુનના ઉપર આધાર રાખે છે. ઘઉંની કણીકની માફક

બુદ્ધિને પણ જેમ કેળવો તેમ તે કેળવાય છે. તેના આઠે ભેદો–સાંભળવા આદિ છે તેનો વ્યવહાર માર્ગે અને પરમાર્થે એમ બન્ને સ્થળે ઉપયોગી બની શકે છે વ્યવહારનું સાંભળવું, ગ્રહણ કરવું, ધારી રાખવું, તર્ક કરવા, વસ્તુનું જ્ઞાન કરવું, અને તે સંબંધી નિશ્ચય કરવો. તેમાં જેમ બુદ્ધિનો ઉપયોગ થાય છે. તેમ જ ધર્મ સાંભળવાની ઇચ્છા ધર્મ સાંભળવો ધર્મ સાંળળીને ધારી રાખવો, તે સંબંધી પૂર્વાપર વિરુદ્ધતા આવતી હોય તેમાં તર્કો કરવા, ઉલટા સુલટા વિતર્કો કરવા, અન્વય વ્યતિરેકપણે વિતર્કો કરવા, આત્મ વસ્તુનું જ્ઞાન કરવું અને આ તત્વ કે કર્તવ્ય આમ જ છે તેનો નિશ્ચય કરવો. આ પ્રમાણે વ્યવહાર અને પરમાર્થના બન્ને માર્ગમાં પ્રવૃત્તિ બુદ્ધિથી થઈ શકે છે, માટે બુદ્ધિને સારી રીતે કેળવવી તિક્ષણ કરવી. જેથી વ્યવહાર માર્ગ અને પરમાર્થનો માર્ગ સુગમ થવા સાથે જિંદગી સુખમય થઇ પરમ શાંતિ પ્રાપ્ત કરે છે.

## ધર્મ નિરંતર સાંભળવો–૧૫

બુદ્ધિના આઠ ગુણમાં સાંભળવાની વાત આવી ગઈ છે, તે સામાન્ય હોવાથી, વિશેષ પ્રકારે ધર્મ સાંભળવાની ખાસ જરૂરિયાત છે તે બતાવવા માટે આ ગુણ જુદો બતાવ્યો છે. નિરંતર ધર્મ સાંભળવો. ધર્મ સાંભળવાથી પરમાર્થના માર્ગમાં જાણવા લાયક શું છે? ત્યાગ કરવા લાયક શું છે? અને અંગિકાર કરવા લાયક શું છે? ઇત્યાદિકનું જ્ઞાન થાય છે. ધર્મ સાંભળવાથી મનની મલીનતા ઓછી થાય

છે. હૃદય કોમળ બને છે આત્મિક ભાવની લાગણીઓ ઉત્તેજીત થાય છે. મન સ્થિરતા પામે છે. નિરંતર ધર્મશ્રમણ કરવાથી ઉત્તરોત્તર ગુણની અધિક પ્રાપ્તિ થાય છે. ઘણા લાંબા વખતથી જડમૂળ ઘાલીને પડેલી મલીન વાસનાઓ અને વિકારી પ્રવૃત્તિઓમાં સુધારો થાય છે. ધર્મ શ્રવણના અભાવથી ઉત્તમ ભૂમિકામાંથી નીચા પડાય છે. અથવા તેમાં શિથીલતા આવે છે નદન મણિયારની માફક ધર્મથી કે કર્તવ્યથી ભ્રષ્ટ પણ થવાય છે. વિવિધ પ્રકારની વ્યવહારિક પ્રપંચ જાળમાં વ્યગ્ર થયેલો જીવ ધર્મ શ્રમણ કરવાથી જ જાગૃત રહે છે. અને મેળવેલ આત્મગુણ ટકાવી રાખે છે.

શિષ્યની પરીક્ષા કરવા માટે એક વખત એક ગુરુએ ગૃહસ્થાશ્રમમાં રહેલા શિષ્યને પ્રશ્ન કર્યો કે તમે મારી પાસે નિરંતર ધર્મ શ્રવણ કરવા શા માટે આવો છો? ધર્મને માર્ગે ચાલવાનો રસ્તો આ પ્રમાણે છે, એમ તમને એક વખત જણાવી દીધુ છે. હવે તમે તમારી મેળે તમારે રસ્તે ચાલ્યા કરો. શિષ્યે ઉત્તર આપ્યો ગુરુજી! આપનું કહેવું યોગ્ય છે, અને તેમ થવું જોઇએ, પણ વ્યવહાર પ્રપંચની ઉપાધી જાળ એવી ગુંચવણ ભરેલી છે કે તેમાં આ ધર્મ-શ્રવણની અસર કાયમ ટકી રહેતી નથી. અમારો સંસાર વ્યવહારનો સંબંધ સર્પ અને નોળિયા જેવો છે. એક સર્પ અને નોળિયો આપસમાં લડતા હતા. તેમાં સર્પે નોળિયાને અનેક સ્થળે દંશ દીધા. તેના ઝેરથી વ્યાકુળ થયેલ નોળિયો સર્પને પડતો મૂકી પોતાની ગુફામાં આવી અમરવેલ નામની બુટ્ટીને સુંઘવા લાગ્યો. કહે છે કે,

"નોળિયાની ગુફામાં એક એવી બુટ્ટી થાય છે કે, તેને સુઘવાથી સર્પનું ઝેર ઉતરી જાય છે." આ બુટ્ટી સુંઘ્યાથી સર્પનું ઝેર ઉતરી ગયું. પાછો સર્પની સાથે લડવા લાગ્યો. વળી ઝેર ચડી જતું તો ગુફામાં જઈ બુટ્ટી સુંઘી આવતો હતો, આમ આ બુટ્ટીની મદદથી નિર્વિષ થતા નોળિયાએ છેવટે સર્પને મારી નાંખ્યો અને નિર્ભય થયો.

સંસાર વ્યવહારના પ્રપંચો સર્પ જેવા છે. જીવ નોળિયા જેવો છે. સંસાર વ્યવહારના પ્રપંચ રૂપ સર્પ સાથે રહેતાં, આ જીવરૂપ નોળીયાને કામ, ક્રોધ, મદ, મોહ, અજ્ઞાનાદિ રૂપ ઝેર ચડી જાય છે. ગુફા રુપ ધર્મ સ્થાનમાં રહેલી સદ્ગુરુના ઉપદેશ રૂપ અમરવેલ સુંઘવાથી તે વ્યવહાર પ્રપંચમાં લેપાવારૂપ સર્પનું ઝેર ઉતરી જાય છે. ત્યારે ફરી પાછા વ્યવહાર પ્રપંચ સાથે યુદ્ધમાં ઉતરે છે અને તેનું ઝેર ચડતાં જ પાછા ગુરુના ઉપદેશ રુપ અમરવેલ સુંઘવા માટે ધર્મસ્થાનરુપ ગુફામાં આવવું પડે છે. આ અમરવેલ સુંઘવા માટે નોળિયાને ત્યાં સુધી ગુફામાં આવવાની જરૂર પડે છે કે જ્યાં સુધી વ્યવહારસર્પનું કામ, ક્રોધાદિરુપ ઝેર ન ચડી શકે. અથવા તે બુટ્ટીની મદદ સિવાય પોતે ઝેર ઉતારી શકે તેવું સામર્થ્ય પોતામાં જ પ્રગટ થાય. તે પછી બુટ્ટી સુંઘવાની જરૂર રહેતી નથી. સંસાર વ્યવહારની ઉપાધીમાં જ્યાં સુધી ફસાવાનું ચાલુ છે. આત્મ જ્ઞાનનું સામર્થ્ય પોતામાં પ્રગટ નથી થયું ત્યાં સુધી જ ધર્મ શ્રવણ કરવાની મનુષ્યોને જરૂર છે, પૂર્ણ જરૂર છે.

ગુરુએ સાબાશી આપી કહ્યું, શિષ્ય ! તમારું સમજવું બરોબર છે. મનુષ્યને ધર્મ શ્રવણ કરવાની અવશ્ય જરૂર છે, વ્યવહાર પ્રપંચ વિશ્વાસ કરવા યોગ્ય નથી. તેમાંથી બચવા અને પોતાનું લક્ષ બિન્દુ જાગૃત રાખવા ધર્મ શ્રવણની જરૂર છે.

## અજીર્ણ થતાં ભોજન ન કરવું-૧૬.

અજીર્ણ થતાં ભોજનનો ત્યાગ કરવો, જમેલું ભોજન બરોબર પાચન ન થયું હોય તેવામાં અનુકુળ સ્વાદિષ્ટ ભોજન મળી આવે ત્યારે જીહ્વા ઇંદ્રિયને સ્વાધિન નહિં રાખનાર મનુષ્ય તે ભોજન કરે છે અને જઠરાગ્નિની મંદતાને લઇ, તે ભોજન પાચન ન થતાં અજીર્ણતાનું સ્વરૂપ ધારણ કરે છે.

અજીર્ણની પરીક્ષા ૭ પ્રકારે થાય છે. પુઠના ભાગથી છુટતો પવન દુર્ગંધવાળો જણાય, વિષ્ટામાંથી ખરાબ ગંધ આવતી હોય, વિષ્ટાનો ભેદ થયેલો હોય એટલે બંધાયા વિનાનો થોડો થોડો ભાંગ્યો તુટયો ઝાડો આવતો હોય, શરીર ભારે થયેલું જણાય, ખાવા પીવા ઉપર અરૂચી થતી હોય અને મોંઢામાંથી નીકળતો ઉદ્‌ગાર (ઓડકાર)નો પવન ગંધાતો હોય, આ ૭ અજીર્ણના ચિન્હો છે. ૭ માંથી એકાદ પણ લક્ષણ હોય તો અજીર્ણ થયું છે એમ સમજવું. અજીર્ણ થયું હોય તે વખતે આહાર લેવાથી અજીર્ણમાં વધારો થાય છે, તેથી આમ વાયુ વિગેરેની ઉત્પત્તિ થાય છે. તેમાંથી જુદા જુદા રોગો ઉત્પન્ન થાય છે.

ઉપવાસ કરવાથી અજીર્ણ દૂર થાય છે. અજીર્ણ થયું હોય ત્યારે આહાર ન કરવો પણ સારી રીતે પીવું, તેથી નહિ પાચન થયેલ ખોરાક આ પાણીથી તથા ભૂખ્યા રહેવાથી પાચન થઇ જશે. મનુષ્યોના ઘણા ખરા રોગો સંબંધી બારીકાઈથી તપાસ કરવામાં આવે તો તેનો મોટો ભાગ અજીર્ણના રોગથી જ થયેલો હોય છે નિયમસર ઉપવાસો કરવાથી ઘણા ઉદર (પેટ)ના રોગો દૂર થઇ શકે છે. જેઓ મહીનામાં બે, અર્થાત્ પન્નર દિવસે એક ઉપવાસ કરી લે છે તેઓના શરીરમાં પ્રાયે ભાગ્યે જ રોગ થવા પામે છે. આ શરીર તંદુરસ્ત રાખવા માટે ઉપવાસ ઘણો અકસીર ઉપાય છે. પણ તે તેની મર્યાદામાં થાય તો જ ઉપયોગી છે. કાલે ઉપવાસ કરવો છે, એમ ધારી સાંજે જો વિશેષ આહાર કે સ્નિગ્ધ-ભારે આહાર ખાવામાં આવે છે તો જે અજીર્ણ મટાડવાનો કે રોગો દૂર કરવાનો આશય ધારવામાં આવે છે તે ફળીભૂત થતો નથી, કેમકે તેથી તો ઉપવાસને દિવસે જઠર આ વધારાના કે સ્નિગ્ધ આહાર પચાવવાનું કામ કરશે. એટલે જે પન્નર દિવસનો કચરો એકઠો થયેલો છે તે તો કાયમ બન્યો જ રહેશે માટે આગલે દિવસે રોજની માફકસાદું અને થોડું ભોજન કરવું અને બીજે દિવસે ઉપવાસ કરવો તેથી શરીરની પ્રકૃતિમાં સારો સુધારો થશે.

શરીરની સુધારણા કરવા માટે અને મનની લાગણીઓને શાંત રાખવા માટે સાત્વિક ખોરાકની મનુષ્યોને જરૂર છે. દુધ, ઘી, ચોખા, ઘઉં, મગ, તુવેર, પાકાફળ, મેવા વગેરે

સાત્વિક ખોરાક છે. તે પણ પાચન થઇ શકે તેટલો થોડો લેવો જોઇએ.

મદિરા, માંસ, મરચાં ઇત્યાદિ તામસી ખોરાક છે તે સિવાય વચલા ભાગનો જુવાર, બાજરી, કઠોળ ઇત્યાદિ રાજસીક ખોરાક છે. સાત્વિક ખોરાકથી બુદ્ધિ સતેજ અને પ્રકૃતિ શાંત રહે છે રાજસીક ખોરાકથી વિષય વાસનાને ઉત્તેજન મળે છે. તામસીક ખોરાકથી ક્રૂરતા, નિર્દયતા, અને ક્રોધાદિકની ઉત્પત્તિ થાય છે.

યોગ્ય અયોગ્ય ખોરાકની અસર માનસિક વિકારોમાં સુધારો કે બગાડો કરવામાં અગત્યનો ભાગ ભજવે છે. સુખ શાંતિના ઇચ્છુક મનુષ્યોએ સારી રીતે પાચન થયા પછી અને તે પણ સાત્વિક આહાર લેવાની ઘણી જરૂર છે. તેનાથી રોગ, આળસ પ્રમાદ થવાનો ઘણો ઓછો સંભવ છે.

## પ્રકૃતિને અનુકૂળ અવસરે ભોજન કરવું—૧૭.

વિધિથી નિર્ણય કરેલો ભોજન કરવાનો વખત આ પ્રમાણે છે. ઝાડા કે પેશાબની બાધા હાજત ન હોય, હૃદયમાં ઉત્કટ રાગદ્વેષાદિ ન હોય, વાત, પિત્ત, કફાદિ નિયમિત રીતે પોતપોતાને સ્થાને હોય, ઓડકારનો વાયુ સ્વચ્છ હોય, ભોજનને અનુકૂલ સૂર્યનાડીમાં (જમણા નાસિકાના છિદ્રમા) પવન ચાલતો હોય. જઠરાગ્નિ પ્રદિપ્ત થયેલો હોય, ઇંદ્રિયોમાં પ્રબળ વિકાર ન હોય, શરીર હલકું હોય (પેટમાં ભાર કે બોજો જણાતો ન હોય) આવે વખતે ભોજન કરવું તે ભોજન કરવાને અનુકૂળ વખત ગણાય છે.

કોઇની સાથે લડયા હોય કે ક્રોધ કર્યો હોય તો જ્યાં સુધી તે ક્રોધ શાંત ન થાય ત્યાં સુધી ભોજન ન કરવું અથવા ખાવાના વખતે કે ખાતાં ખાતાં ક્રોધ ન કરવો. તે અવસરે જો ભોજન કરવામાં આવે છે તો તે ભોજન ઝેર જેવું થઇને પરિણમે છે. કાંતો તાવ આવે છે પાચન થતું નથી, કે ઉલટી થાય છે પણ હરકત થયા સિવાય રહેતી નથી.

વળી ઘણા થાકીને આવ્યા હોય ત્યારે તરત પાણી પીવું નહિં કે જમવા બેસવું નહિં. તેમ કરવાથી પણ તાવ કે ઉલટી વિગેરે થવા સાથે અનેક રોગ થવાનો સંભવ છે. માટે વિશ્રાંતિ લીધા પછી પાણી પીવું કે ભોજન કરવું.

ક્ષુધા લાગ્યા સિવાય જમેલું અમૃત પણ વિષરૂપે પરિણમે છે. આથી એ નિશ્ચય જણાવાય છે કે સારી રીતે ભુખ લાગી હોય ત્યારે ભોજન કરવું. કકડીને ક્ષુધા લાગી હોય ત્યારે જમેલું ભોજન ઘણું સહેલાઈથી પચી શકે છે તપાવેલા લોઢાના ગોળા ઉપર પડેલાં પાણીનાં બિન્દુઓ તરત જ શોષાઇ જાય છે. તપેલી જમીન ઉપર પડેલું વરસાદ કે બીજું પણ પાણી થોડા વખતમાં સુકાઇ જાય છે. તેવી જ રીતે જ્યારે જઠરાગ્નિ પ્રદિપ્ત થયેલી હોય તે અવસરે ખાધેલો ખોરાક તરત જ પાચન થઇ જાય છે. પાણીની જરૂરિયાત સર્વ કોઇને પડે છે પણ હદથી વધારે પાણી આવતાં કે વરસતા જમીન તથા બીજ આદિ સર્વને નુકશાન થાય છે. વધારે પાણીથી જમીનમાં વાવેલા બીજ પણ સડી જાય છે, જો કે પાણીથી જ બીજને પોષણ મળે છે. તથાપિ પ્રમાણથી

વધારે પાણી આપતાં બીજનો સર્વથા નાશ થાય છે. તેવી જ રીતે મનુષ્ય આદિ પ્રાણીઓને ભોજનની જરૂરિયાત તો હોય છે જ, પણ પહેલાનો જમેલો ખોરાક પચી ગયા પછી જ તેની જરૂર છે. સારી રીતે ભુખ લાગે ત્યારે જ તે ઉપયોગી છે. તે સિવાય જીવનના પોષણ ભૂત તે ખોરકથી પોષણને બદલે પ્રાણ ખોવાનો પ્રસંગ બને છે. પ્રમાણુથી અધિક પાણીથી બીજનો નાશ થાય છે, તેમ પ્રમાણુથી અધિક ખોરાક ખાવાથી જઠરાગ્નિ બુઝાઈ જાય છે.

જેમ અગ્નિમાં લાકડાં નાંખવાથી અગ્નિ વધારે પ્રદિપ્ત થાય છે, કેમકે લાકડાંએ અગ્નિનો ખોરાક છે અને પછી આપણે અગ્નિ પાસેથી યોગ્ય કામ કરાવી શકીએ છીએ. તો પણ હદથી વધારે એટલે અગ્નિ ઉપર વધારે લાકડાનો ઢગલો કરવામાં આવે તો લાકડાંને બાળવાને બદલે ઉલટો અગ્નિ બુઝાઇ જશે, અને આપણું ધારેલું કામ તેથી સિદ્ધ થઇ નહિં શકે. તેમ જ ભોજન એ જઠરાગ્નિ (જે પેટમાં રહેલી છે તે)નો ખોરાક છે તે પ્રમાણુથી અધિક પેટમાં ભરવાથી (જઠરાગ્નિ ઉપર નાંખવાથી) જઠરાગ્નિ બુઝાઇ જાય છે, તેમ થતાં અનેક પ્રકારના રોગાદિ ઉપદ્રવો શરીરમાં ઉત્પન્ન થાય છે અને શરીર દ્વારા આપણે જે કામ લેવાનું છે તે થઇ શકતું નથી પણ અટકી પડે છે.

ભોજન કરવાવાળાએ કાળની પણ અપેક્ષા રાખવી. જેમકે ગ્રીષ્મ ઋતુ, વર્ષા ઋતુ અને શીયાળાની ઋતુ આ ઋતુઓમાં ઉનાળાના વખતમાં ઘણું પાણી પીવામાં આવે છે તો થોડુ

ખાવું જોઇએ તેથી ભોજન, પાન આદિ સુખે જરે છે પાચન થાય છે. તથા વર્ષા ઋતુમાં સાધારણ રીતે ભોજન તથા પાણી લેવું. જેમ પેટનો છઠ્ઠો ભાગ ઉણો રહે. શીયાળામાં ટાઢના વખતમાં ભોજન તેટલું જ કરવું પણ પાણી ઓછું પીવું.

આવી જ રીતે ક્ષેત્રની અપેક્ષાએ પણ ભોજનમાં ફેરફાર કરવાની જરૂર છે. રૂક્ષ, સ્નિગ્ધ અને શિશિર એમ ત્રણ પ્રકારના ક્ષેત્રો હોય છે. તેમાં રુક્ષ ક્ષેત્ર સોરઠ દેશ આદિમાં ભોજન વધારે ખાવામાં આવે છે. છતાં ઉંદરનો છઠ્ઠો ભાગ ન્યુન રહે તેટલું ભોજન કરવું. સ્નિગ્ધ ક્ષેત્ર કે જ્યાં આજુ-બાજુ પાણી ઘણું ભરાઈ રહેતું હોય તે, ત્યાં પ્રમાણોપેત આહાર કરવો. જેથી સુખે જરી શકે. તેમ જ શિશિર ક્ષેત્ર કે જ્યાં ઘણી ઠંડી પડે છે તે કાશ્મીર આદિના પ્રદેશો. ત્યાં સુખે અન્ન પાચન થઈ શકે તેટલું જ ખાવું.

ભોજનનું પ્રમાણ પોતાની જઠરાગ્નિનું બળ આ બન્ને પ્રમાણવાળાં હોવા છતાં તેવા દેશોમાં તેટલો આહાર કોઇને પાચન ન થઈ શકે એમ બને છે, માટે તેણે તેટલા ભોજન પાનાદિ કરવું જોઇએ કે જેથી તેનું સુખે પાચન થઈ શકે.

વળી કેટલાએકને અત્યંત સ્નિગ્ધ જ આહાર સુખે પરિણમે છે. કેટલાકને લુખો આહાર પાચન થઈ શકે છે, અને કેટલાકને મધ્યમ આહાર પાચન થઈ શકે છે, તો તેમણે તેથી વિરુદ્ધ ભોજનની પ્રવૃત્તિ ન રાખવી.

વળી કેટલાકને વિરુદ્ધ દ્રવ્ય જેમકે ખટાશ અને મિઠાશ,

આદિનો સંબંધ પણ સુખકારી થાય છે, ત્યારે કેટલાકને તે દુઃખરૂપ થાય છે. એમ સાત્મ્યના અનેક પ્રકાર છે.

વળી દ્રવ્યમાં પણ ભેંસનું દુધ દહિં ભારે છે. ગાયનું દુધ, દહિં હલકું છે. ખાંડ ખાદ્ય, દધિ, ઓદન આદિ પદાર્થો પોતાની પ્રકૃતિ, જઠરનું બળ, દેશ અને કામ ઇત્યાદિને જાણીને તથા વાત પિત્તાદિના પ્રકોપ કરનારા પદાર્થોને ધ્યાનમાં લઇને જે ભોજન કરે છે તેને ઔષધનું કાંઈ પ્રયોજન રહેતું નથી. મતલબ કે તેનું શરીર નિરોગી રહે છે.

શાસ્ત્રમાં કહે છે કે, 'મનુષ્યોએ સાત્વિક આહાર લેવો અને પ્રમાણોપાત આહાર લેવો બને ત્યાં સુધી ઓછો ખોરાક લેવો. તેમ કરનારને વૈદની જરૂર પડતી નથી, કેમકે તે પોતે જ પોતાનો વૈદ બને છે.

આવો આહાર પણ પ્રકૃતિને અનુકુળ હોય તે જ લેવો જોઇએ. પ્રકૃતિને અનુકુળ ખોરાક શરીરને પુષ્ટ બનાવે છે. પ્રકૃતિ વિરુદ્ધ આહાર ઘણા થોડા વખતમાં જ શરીરમાં વિકૃતિ–વિકાર કે રોગ ઉત્પન્ન કરે છે.

શાસ્ત્રમાં આ દષ્ટાંતો સંભળાય છે કે પુંડરીક રાજા મોટા રાજ્ય વૈભવનો ત્યાગ કરી અઠમ (ત્રણ ઉપવાસને) પારણે પ્રકૃતિ વિરુદ્ધ ઘેંસ છાસ જેવા પ્રાકૃત આહારનું ભોજન કરવાથી રોગ આતંકથી પીડાવા લાગ્યો, અને સદ્‌ભાવનામા ત્રીજે દિવસે મરણ પામ્યો. આ પુંડરીક રાજાનું શરીર રાજ પ્રકૃતિને અનુકુળ હોવાથી અને ઘેંસ છાશ જેવા તુચ્છ હલકા આહારની તેણે ટેવ પાડેલી ન હોવાથી એટલે તેવા આહા-

રને અનુકુળ શરીરની પ્રકૃતિ બનાવેલી ન હોવાથી આ દેહનો વખત આવ્યા પહેલાં ત્યાગ કરવો પડયો. આજ રીતે ઘણા જ હલકા આહારને પાચન કરવાની પ્રકૃતિવાળા શરીરને ધારણ કરનાર કંડરિક મુનિ સાધુપણું મૂકી રાજ્યમાં પાછો આવ્યા પછી પ્રકૃતિ વિરુદ્ધ ભારે પાચન ન થઇ શકે તેવો તામસીક આહાર કરવાથી ઘણો જ માંદો પડયો અને વિવિધ પ્રકારનાં રોગોનો અનુભવ કરી ત્રીજે જ દિવસે મરણ પામ્યો. આ માટે જ જ્ઞાની પુરુષો કહે છે કે, 'પ્રકૃતિને અનુકુળ આહાર, પાણી લેનાર મનુષ્ય શરીરે સુખી રહે છે. અને પ્રકૃતિ વિરુદ્ધ આહારાદિ લેનાર મનુષ્ય સદા રોગી બને છે, રોગી મનુષ્ય ધર્મ અને વ્યવહાર બન્ને સાધવાને અયોગ્ય બને છે. માટે ખરી ભૂખ લાગી હોય તે અવસરે પ્રકૃતિને અનુકુળ આહાર લેવો. ધીમે ધીમે થોડા થોડા અભ્યાસથી પ્રકૃતિ વિરુદ્ધ આહારને પણ અનુકુળ બનાવી શકાય છે.

## પરસ્પર બાધા ન આવે તેમ ત્રણ વર્ગનું સાધન કરવું-૧૮.

ધર્મ અર્થ, કામ, આ ત્રણ વર્ગ છે. જેના વડે આત્માનો અભ્યુદય થવા સાથે મોક્ષની પ્રાપ્તિ થાય તે ધર્મ.

જેના વડે વ્યવહારના સર્વ પ્રયોજન સરલ થવા સાથે સિદ્ધ થાય તે અર્થ, જેના વડે સર્વ ઇન્દ્રિયોની તૃપ્તિ થાય, અથવા સર્વ ઇંદ્રિયોને પ્રીતિ થાય તે કામ. આ ધર્મ, અર્થ, કામને અન્યોઅન્ય એક બીજા વર્ગથી બાધા, પીડા ન થાય તેવી રીતે ગૃહસ્થોએ વર્તન કરવું જોઇએ.

ગૃહસ્થાશ્રમમાં રહી ધર્મ, અર્થની ઉપેક્ષા કરી કેવળ ઇંદ્રિયોને તૃપ્ત કરવારૂપ કામમાં જ જે મનુષ્યો આશક્ત થાય છે તેઓ આ ભવમાં અને ભવિષ્યમાં દુઃખી થાય છે. તેઓના ધન, શરીર અને ધર્મનો નાશ થાય છે. વિષયોની આશક્તિને લીધે ધન ઉત્પન્ન કરી શકાતું નથી. કદાચ ધનવાન્ હોય તો પણ બ્રહ્મદત્ત ચક્રવર્તિની માફક તેના શરીર અને ધર્મનો નાશ થાય છે. શરીરને કદાચ ઔષધાદિ પ્રયોગોથી જીવન પર્યંત નિરોગીપણે ટકાવી શકાય ( જુઓ કે તેમ બનવું સર્વથા સંભવિત નથી ) તો પણ વિષયાશક્ત જીવોમાં ધર્મપ્રાપ્તિ તો ન જ હોય. એક ધર્મનો નાશ થતાં ધર્મનાં ( પુન્યના ) મૂળમાંથી ઉત્પન્ન થતાં ધન તથા કામનો અવશ્ય નાશ થવાનો જ. પૂર્વનું પુન્ય નાશ પામ્યું એટલે તે દુઃખી થવાનો જ, કારણ કે નવીન ધર્મોત્પત્તિનો ( પુન્યનો ) માર્ગ તેણે આંહી જ બંધ કરી દીધો છે.

ધર્મ અને કામ બન્નેનો ત્યાગ કરી એકલું ધન ઉપાર્જન કરવાથી તે જીવ કેવળ કષ્ટનો ભાગી થાય છે. ધન નાશ પામે છે. આંહી મૂકી જવું પડે છે અથવા તેના ભોક્તા બીજાઓ થાય છે. ધર્મ ઉપાર્જન કરાતો નથી, અને પાપ ભોગવવાનું તો તેના જ માથે આવે છે. આ દુનિયામાં તેવા મનુષ્યો કેવળ મજુરી કરનારા અથવા કષ્ટ કરી ધન ઉપાર્જન કરી તેનું રક્ષણ કરનારા ચોકીદારની જ ગરજ સારે છે. કારણ કે નથી તો તેણે પોતાના ઉપભોગમાં તે ધન લીધું કે નથી તેનાથી કોઇ પરોપકારનાં કે ધર્મનાં કાર્ય થયાં.

ગૃહસ્થાશ્રમમાં રહેવું અને કેવળ ધર્મનું સેવન કરવું

એ પણ બીજા પુરુષાર્થ સાથે વિરોધ ઉત્પન્ન કરવાનું કારણ છે. એકલા ધર્મનું સાધન તો ત્યાગીઓ માટે જ છે તેમને પણ ઉદર પોષણ માટે થોડો ઘણો પ્રયત્ન તો કરવો પડે છે, પણ તે મુખ્યતાએ ગૃહસ્થના જેવો નથી. અથવા ગૃહસ્થાશ્રમને આધારે તે આશ્રમનો નિભાવ ચાલતો હોવાથી તેમને મુખ્યતાએ ધર્મ સાધનનો પુરુષાર્થ હોય છે. તેઓ વ્યવહાર પ્રપંચના બંધનોથી અલગ થયેલા હોવાથી તેમને કેવળ ધર્મ સાધન અડચણ કર્તા નથી.

ધર્મને બાધા પહોંચાડી ગૃહસ્થોએ અર્થ અને કામનું સેવન કરવું તે પણ યોગ્ય નથી. બીજને ખાઇ જનાર ખેડુત જેમ બીજ વિના ભવિષ્યને માટે દુઃખી થાય છે તેમ ધર્મ-રૂપ બીજનું ભક્ષણ કરનાર અર્થાત્ મનુષ્યોને ભવિષ્યમાં ધર્મ વિના કાંઇ પણ સુખ મળતું નથી. તેઓ દુઃખી થાય છે. જે મનુષ્યો ભવિષ્યના સુખમાં વિરોધ ન આવે તેવી રીતે આ લોકના વ્યવહાર માર્ગનો અનુભવ કરતા રહે છે. તે જ ખરેખર સુખી ગણાય છે.

અર્થને બાધા પહોંચાડી ( એટલે ધન ઉપાર્જન કરવાનું મૂકી દઈ) જે મનુષ્યો ધર્મ અને કામનું સેવન કરે છે. તેઓ દેણાદાર થઇ દુઃખી થાય છે. ધીરનાર કોઈ ધીરતો નથી, અને પાસે કાંઈ ધનનું સાધન હોતું નથી. નવું ઉત્પન્ન કરતો નથી એટલે તેનો વ્યવહાર દુઃખરૂપ થાય છે. ભૂખે મરવાનો પ્રસંગ આવે છે.

કામને બાધા પહોંચાડી જેઓ અર્થ ઉપાર્જન કરે છે

અને ધર્મનું સેવન કરે છે, તેના ગૃહસ્થાશ્રમનો નાશ થાય છે. પુત્રાદિ સંતતિ વિના જતે દિવસે તેના વંશનો અભાવ થાય છે. તેનો વ્યવહાર માર્ગ બંધ થઈ જાય છે.

અર્થ કામને હાનિ પહોંચાડી જે ધર્મની જ ઉપાસના કરે છે તેણે તો ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી યતિ ધર્મ—સાધુપણું અંગીકાર કરવું તે જ યોગ્ય છે. પણ ગૃહસ્થાશ્રમ કરવો તે યોગ્ય નથી. ઘરમાં રહેવું અને ગૃહસ્થાશ્રમનો આદર ન કરવો એથી તો ઘરનાં મનુષ્યો સાથે વિરોધ ઉભો થવાનો સંભવ છે. વૃદ્ધાવસ્થા કે નિવૃત્તિપરાયણ થવાના અનુકૂળ સાધનોને લઈ, તથા ત્યાગ માર્ગ ગ્રહણ થઇ ન શકે તેવા કારણોને લઈ, ઘરનાં મનુષ્યોની અનુકૂળ લાગણીને લઇને ધર્મપરાયણ થઇ ઘરમાં રહેવાનું બને તો કોઇ જાતની અગવડ જેવું નથી.

આવી જ રીતે તાદાત્વિક, મૂળહર અને કદર્યને વિષે પણ ધર્મ, અર્થ કામને બાધા થવાનું સુલભ છે.

પૂર્વાપર કાંઇ પણ વિચાર કર્યા સિવાય ઉત્પન્ન થતાં દ્રવ્યનો ખોટે માર્ગે વ્યય કરનાર મનુષ્ય તાદાત્વિક કહેવાય છે.

પોતાના પૂર્વજો, પિતા, પિતામહ ઈત્યાદિના સંચય કરેલા ધનનું જે મનુષ્ય અન્યાયથી ભક્ષણ કરે છે. તેમાં નવીન વધારો કર્યા સિવાય પૂર્વનું મેળવેલું ખાધા કરે છે તે મૂળહર કહેવાય છે.

જે મનુષ્ય પોતાના નોકર ચાકરાદિ તથા સ્વજન,

કુટુંબીઓ ઇત્યાદિને પીડા ઉત્પન્ન કરી, અનેક કરો નાંખી અન્યાયથી પ્રજાને લૂંટીને, હેરાન કરીને, ખોટી રીતે દંડીને, પોતે દુઃખી થઇને પૈસો એકઠો કરે છે. પણ પોતાના કે પરના ઉપયોગમાં આવે, સ્વ-પરનું ભલું થાય તેવા કામમા તેનો થોડો પણ વ્યય કરતો નથી તે કદર્ય કહેવાય છે.

તાદાત્વિક અને મૂળહરને ધનનો વિનાશ થવાથી ધર્મ તથા કામનો પણ વિનાશ થાય છે, તેથી તેનું કલ્યાણ થતું અટકે છે. કદર્ય ધનનો સંગ્રહ કરે છે પણ તે લોભિષ્ઠ હોવાથી તેનું ધન, અન્ય રાજા, દામાદ, અને તસ્કર આદિના ભંડારરુપ સમજવું. અર્થાત્ તે દ્રવ્ય, રાજા, દામાદ અને ચોરાદિના ઉપયોગમાં આવે છે, પણ ધર્મ અને કામના હેતુભૂત થતું નથી. આ ઉપરથી કહેવાનો આશય એ છે કે ગૃહસ્થાશ્રમમાં રહેનારા મનુષ્યોએ ધર્મ, અર્થ, કામને બાધા ઉત્પન્ન થાય તેમ વર્તન કરવું એ સર્વ પ્રકારે અયોગ્ય યાને અનુચિત છે.

દૈવ વશથી પરસ્પર બાધા થવાનો પ્રસંગ આવે તો ઉત્તરોત્તર બાધા પહોંચાડી પૂર્વ પૂર્વનું રક્ષણ કરવું, જેમકે કામને બાધા પહોંચે તો ધર્મ, અર્થનું રક્ષણ કરવું. કેમકે જો આ બેની હૈયાતિ હશે તો કામનાં સાધનો ઉત્પન્ન કરવાં દુર્લભ નથી.

કામ તથા અર્થ બન્નેને કદાચ બાધા પહોંચે તો ધર્મનુ રક્ષણ કરવું, કેમકે ધર્મ તે બન્નેનુ મૂળ છે. ધર્મ હશે તો તે બન્નેની પ્રાપ્તિ સુલભ છે.

અતિથિઓ ચારિત્રમયય-ઉત્તમ જીવન ગાળનારા છે. તેઓની સેવાભક્તિ પોતાના ભલા માટે કરવી જોઇએ. તેની સેવાથી પુન્યાનુબંધી પુન્ય બંધાય છે. દુનિયાના વ્યવહારીક કે સાંસારિક કોઈ પણ પ્રકારની આશા કે ઇચ્છા સિવાય કેવળ કર્મક્ષય નિમિત્તે-સંસારનો પાર પામવા માટે જ ગૃહસ્થોએ તેમની સેવા કરવી.

બીજા વર્ગમાં આવેલા સાધુ પુરુષો સાદું જીવન ગુજારનારા દરેક ધર્મના ત્યાગીઓ હોય છે, છતાં તેમનામાં આત્મજાગ્રતિ થયેલી ન હોય પણ વ્યવહારીક જીવન સારી રીતે ગુજારનારા હોય છે તેમનો સમાવેશ થાય છે. વળી તેમાં સમગ્ર શિષ્ટ લોકોને સમ્મત તથા વિશેષ પ્રકારે રાજાદિકોને માન્ય હોય તેનો સમાવેશ પણ થાય છે તેઓને પણ યથાયોગ્ય દાનાદિ આપી સેવા કરવી.

શાસ્ત્રમાં પણ કહે છે કે, કોઇપણ ધર્મના ત્યાગીઓ પોતાને ઘેર ભિક્ષા માટે આવ્યા હોય તો તેઓનું ઉચિત કાર્ય કરી આપવું, દાનાદિક આપવું, વળી રાજપૂજનીકનું વિશેષ પ્રકારે સાચવવું. તે સાધુઓના તરફ તમારી લાગણી બરોબર ન હોય, તેમના ગુણ તરફ તમને પક્ષપાત ન હોય તથાપિ પોતાને ઘેર આવેલાં સાધુઓનું ઉચિત તો સાચવવું જોઇએ. તે ગૃહસ્થોનો ધર્મ છે, આચાર છે.

ઘેર આવેલાનું ઉચિત સાચવવું, દુઃખમાં આવી પડેલાઓનો ઉદ્ધાર કરવો, દુંખી જીવોની દયા કરવી, તેમાં નાત, જાત કે ધર્મનો તફાવત ન ગણવો એ સર્વ દર્શન સંમત ધર્મ છે.

સમુદ્ર મર્યાદા મૂકતો નથી, પહાડો ચલાયમાન થતા નથી, તેવી રીતે ઉત્તમ પુરુષો કદી પણ ઉચિત આચરણનું ઉલ્લંઘન કરતા નથી આજ કારણથી જગતગુરુ શ્રીમાન તીર્થંકર દેવોએ પણ ગૃહસ્થાશ્રમમાં માતા, પિતાદિનું ઉચિત અભ્યુત્થાનાદિ કરેલું છે, અને સંવચ્છર-વર્ષ પર્યંત-સર્વ જીવોને ભેદભાવ વિના દાન પણ આપ્યું છે.

મોક્ષના ફળરૂપ દાન આપવામાં પાત્રાપાત્રની વિચારણા કરવાની છે એ વાત ખરી છે, પણ દયા કે અનુકંપા બુદ્ધિવાળું દાન તત્ત્વજ્ઞોએ કોઇપણ ઠેકાણે નિષેધ્યું નથી. ઉચિતતાનો વિચાર કોઇપણ સ્થળે ભૂલવા યોગ્ય નથી. એક બાજુ ઉચિતતા રાખવામાં-મૂકવામાં આવે અને બીજી બાજુ કરોડો ગુણો મૂકવામાં આવે, તેમાં ઉચિતતા વિનાના ગુણનો સમુદાય ઝેરની માફક અસર કરે છે. માટે ઉચિતતા સાચવવાની ગૃહસ્થોને ઘણી જરૂર છે.

આજ પ્રમાણે અભ્યાગતો, પોતાને દ્વારે કાંઇક સારી આશાથી આવી ચડેલા પંથીઓ, ભિક્ષુઓ, દુઃખીઓ વિશ્રામના અર્થીઓ, અન્ન, પાણી, વસ્ત્ર, ઔષધાદિના ઇચ્છકો વિગેરેની પણ ગૃહસ્થોએ ઉચિતતા સાચવવી. અન્નાદિ આપી શાંતિ પમાડવી. આ પ્રમાણે પરોપકારી જીવન ગુજારવાથી પોતામાં ધર્મપ્રાપ્તિની યોગ્યતા આવે છે.

## અભિનિવેશ રહિત થવું-કદાગ્રહ ન રાખવો-૨૦.

પોતાનું માનવું કે બોલવું અથવા આદરવું એ ખોટું

આ પ્રમાણે અન્યોઅન્ય બાધા સિવાય ત્રણે વર્ગનું સાધન કરવાની ગૃહસ્થોને જરૂર છે. તેમ કરવાથી આત્મ ધર્મની પ્રાપ્તિ સુગમ થાય છે.

## અતિથિ સાધુ અને દીનજનોની સેવા કરવી–૧૯.

નિરંતર એક સરખી રીતે પવિત્ર ધર્માનુષ્ઠાન કરવાવાળા અતિથિ કહેવાય છે, તેઓને અમુક પર્વ, તિથિ કે ઉત્તમ દિવસ ઈત્યાદિનો વિભાગ હોતો નથી. જેમકે "આજે અમુક તિથિ છે માટે અમુક આરંભ ન કરવો. તપશ્ચર્યા કરવી. વિશેષ પ્રકારે ધર્મક્રિયા કરવી. આજે પર્વનો દિવસ છે માટે સારાં વસ્ત્રો પહેરવા, સારું ખાવું ઈત્યાદિ.

નિયમોની તેને જરૂરિયાત છે કે જેઓ આરંભ, પરિગ્રહમાં આસક્ત થયેલા છે, અને કોઈ વાર પર્વે ધર્મની ક્રિયા કરે છે.

જે મહાત્માઓ નિરંતર પાપારંભથી દૂર રહે છે. નિર્મળ હૃદયથી નિરંતર ધર્માનુષ્ઠાન કરતા જ રહે છે. ઇંદ્રિયદમન અને મનોનિગ્રહ સાધતા જ રહે છે. યથાયોગ્ય તપશ્ચરણ નિરંતર ચાલુ જ રાખે છે. ઇચ્છાઓનો નિરોધ કરે જ જાય છે. જેને નિરંતર આત્મભાવમાં જ રમણતા હોય છે. ક્ષણે ક્ષણે પરભાવ–વિભાવદશાથી પાછા હઠે છે. કોઈ પણ જંતુને દુઃખ આપતા નથી, અન્યના અંતઃકરણને પોતા તરફથી જરા પણ આઘાત ન થાય તે માટે વિશેષ સાવધાન રહે છે. તેવા મહાત્મા અતિથિઓને સર્વ પર્વ અને તિથિ સરખા છે. આજે ઉપવાસ કરવો જ જોઇએ, આજે તો આમ થવું

જ જોઇએ વિગેરે નિયમો અતિથિઓને માટે નથી. કારણ કે તેઓ સ્વતઃ પોતાની મેળે જ જાગ્રત થયેલા હોય છે. જેને અન્ય તરફથી જાગ્રત કરવાની અપેક્ષા રહે છે તેને માટે નિયમિત નિયમોની જરૂરીયાત છે.

તિથિ, પર્વ મહોત્સાવાદિ જે મહાત્માએ ત્યાગ કરેલા છે તે અતિથિ છે. તે સિવાયનાને અભ્યાગત ( ભિક્ષા માંગનાર ) સમજવા. ૧.

ઘણા લોકોમાં પ્રસિદ્ધિ પામેલા, સારા આચારવિચાર રાખનારા, લોકોમાં માનનીય, રાજા પ્રમુખને પૂજનીય, શિષ્ટાચારમાં ગણવા યોગ્ય તેઓ સાધુ પુરુષો કહેવાય છે. ૨

ધર્મ, અર્થ, કામ ઇત્યાદિ કરવામાં જેઓ અશક્ત થયેલાં હોય છે, શરીરાદિની શક્તિ જેઓની ક્ષીણ થઈ ગઈ હોય છે. જેઓને આગળ પાછળ કોઈપણ જાતનો આધાર રહેલો જ નથી, જેની બીજી પણ ઇંદ્રિયો નબળી પડી ગઈ છે કે ક્ષીણ થઇ ગઈ છે. તેવા અશક્ત મનુષ્યો દીન કહેવાય છે. તે અતિથિ, સાધુ અને દીનજનોને અન્ન પાણી, વસ્ત્ર, મુકામ, પથારી, ઔષધ અને પાત્ર (વાસણ) પ્રમુખ આવીને ઉપકાર કરવો તે સર્વને પહોંચી વળવાને તમારી આગળ પૂરતા સાધન ન હોય તો પણ થોડામાંથી પણ થોડું આપી યથાયોગ્ય તેમની સેવા કરો.

સેવા કેવી રીતે કરવી ? ઉત્તર એ છે કે યથાયોગ્ય ઉચિતતાનું ઉલ્લંઘન ન થાય તેવી રીતે કરવી જોઇએ. અતિથિ, સાધુ અને દીનજનો એ ત્રણ વર્ગ છે. તેમાં પહેલા વર્ગના

છે, ભુલ ભરેલું છે, એમ અન્ય તરફથી યુક્તિ સહિત કહેવામાં આવે; અને પોતાના સમજવામાં પણ એ વાત બરાબર આવી જાય કે આ બાબતમાં મારી ભૂલ થાય છે, છતાં પણ "મારું બોલવું અન્યથા કેમ થાય? હું જો મારી માન્યતા બદલાવીશ તો લોકો તે સંબંધી શું કહેશે? લોકમાં મારી હલકાઇ થશે. મારી આબરૂ જશે" ઇત્યાદિ કારણોને લઈ જાણવા કે સમજવા છતાં પોતાનો હઠાગ્રહ કે દુરાગ્રહ છોડે નહિ તેને અભિનિવેશ કહેવામા આવે છે. આવા કદાગ્રહથી પોતાને આત્મિક ગુણોનો કાંઇ પણ ફાયદો થતો નથી.

લોકો દુરાગ્રહી કે કદાગ્રહી કહી તેને ધિક્કારે છે, નવીન ગુણ કે શિક્ષાથી તે બેનસીબ રહે છે. આ દુર્ગુણને લઈ સારા માણસો તેને યોગ્ય હિતશિક્ષા આપતા નથી. તેની આવી પ્રકૃતિને લઇ લોકો હિતશિક્ષા આપતાં અચકાય છે. કદાગ્રહી મનુષ્યોની આગળ ઉત્તમ ગુણોનું દ્વાર સદાને માટે બંધ જ રહે છે. તેઓ લાયક થઇ શકતા નથી. તેની યોગ્યતા કે લાયકાતના ઉપર એક મજબુત આવરણનો પડદો આડો આવી પડે છે.

કદાગ્રહી મનુષ્ય બન્ને દુનિયાની ઉત્તમતાથી ભ્રષ્ટ થાય છે. સરલતા સિવાય કર્મ આવરણનો પડદો પાતળો થતો નથી. સરલ સ્વભાવવાળા મનુષ્યોને હિતશિક્ષા આપનારા ઘણા મળી આવે છે. સરલતાવાળા જીવોને હિતશિક્ષા ઘણી સહેલાઈથી પરિણમે છે. માટે કદાગ્રહ મૂકી દઈ સરલતાવાળા થવું. યોગ્ય યુક્તિ પ્રમાણે સરલતાથી વસ્તુ તત્ત્વનો સ્વીકાર

કરવો, પણ પોતાની મતિ જ્યાં દોરાયેલી હોય ત્યાં કદાગ્રહથી ઘસડાઈ જવું નહિ. કહ્યું છે કે, 'આગ્રહી મનુષ્યો જ્યાં પોતાની બુદ્ધિએ પ્રવેશ કરેલો હોય ત્યાં યુક્તિને ખેંચી જાય છે, ત્યારે પક્ષપાત રહિત સરલ મનુષ્યની બુદ્ધિ તો જ્યાં યુક્તિ જતી હોય ત્યાં જ પ્રવેશ કરે છે. અભિનિવેશ વિનાનાં મનુષ્યો જ ધર્મ પ્રાપ્તિને યોગ્ય થાય છે.

## ગુણને વિષે પક્ષપાત કરવો–૨૧.

ગુણી પુરુષોનું બહુમાન કરવું, તેમની પ્રશંસા કરવી, તેમના છતાં ગુણો અનેક મનુષ્યની જાણમાં આવે તેમ દુનિયામાં ફેલાવવા, તેમને સહાય કરવી અનુકૂળતા પ્રમાણે યોગ્ય સગવડો કરી આપવી, તેમના દેહાદિકનું રક્ષણ થાય તેમ કરવું, ઈત્યાદિને ગુણનો પક્ષપાત કહે છે. ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ, સજ્જનતા, ઉદારતા, દાક્ષિણતા, સ્થિરતા પવિત્રતા, ધર્મશીલતા, પરોપકારતા, નિરીહતા, આત્મરમણતા ઈત્યાદિ ગુણો કહેવાય છે. આ ગુણો ગુણી (આત્મા) સિવાય રહી શકતા નથી. એટલે ગુણનો પક્ષપાત કરવો એમ જે ઠેકાણે કહ્યું હોય ત્યાં તેવા ગુણવાન મનુષ્યોને વિષે રાગ કરવો એમ સમજવું

ગુણ તરફ લાગણી ધરાવનારા મનુષ્યો ગુણવાન મનુષ્ય તરફ આકર્ષાય છે. તેથી તેના સહવાસમાં તેઓ આવે છે. અનુક્રમે તે ગુણીના ગુણોનું અનુકરણ કરવા માટે પણ શક્તિમાન થાય છે. આ વાત તો નિર્વિવાદ છે કે ઇચ્છા પ્રમાણે વહેલી કે મોડી મનુષ્યોની પ્રવૃતિ થાય છે સદ્ગુણની ઇચ્છા

હોવાથી મનુષ્ય સદ્‌ગુણી બને છે. અનુરાગ એક નળના જેવો છે.

પાણીની ભરેલી ટાંકીમાં નળ લગાડવાથી નળદ્વારા ટાંકીનું પાણી બહાર આવે છે તેને ઉપયોગમાં લઈ મનુષ્યો સુખી થાય છે. અર્થાત પાણીદ્વારા મળતા સુખનો અનુભવ કરે છે. તેવી જ રીતે ગુણી મનુષ્યરૂપ ટાંકીમાં ગુણાનુરાગ-ગુણના પક્ષપાતરૂપ નળ લગાડવાથી તે ગુણીમાં રહેલું ગુણરૂપ પાણી બહાર આવે છે, અને તે ગુણોના અનુભવ કરી મનુષ્યો સુખી થાય છે.

આ દૃષ્ટાંતમાં વિશેષ તો એ છે કે ટાંકીમાંથી નળ દ્વારા નીકળતા પાણીમાંથી ટાંકી ખાલી થાય છે, પણ આ ગુણના પક્ષપાતરુપ અપૂર્વ નળ છે કે તેમાંથી ગુણ લેવા છતાં પણ ગુણીના ગુણો ઓછા થતા નથી. આ તો દીપકના જેવો જ અનુભવ છે. એક દીવા ઉપરથી સો નવા દીવા પ્રગટાવી-સળગાવી લ્યો-પણ પહેલા દીવામાંથી જરાપણ તેજ ઓછું થયા સિવાય સેંકડો દીવાઓ નવા પ્રગટાવી શકાય છે. તેમજ ગુણાનુરાગથી પોતે ગુણવાન થઈ શકાય છે, અને ગુણીમાંથી જરાપણ ગુણો ઓછા થતા નથી. ગુણનો પક્ષપાત કરવાથી મહાન્ પુન્યરૂપ વૃક્ષના બીજને સિંચન કરાય છે. તે બીજ જ્યારે વૃક્ષનુ રૂપ ધારણ કરે છે ત્યારે તેમાંથી નિર્વાણ સુધીના ફળો પ્રગટ થાય છે. ગુણાનુરાગથી વ્યવહાર માર્ગ પણ સરળ થાય છે. અને ધર્મપ્રાપ્તિની યોગ્યતા આવિર્ભાવ પામે છે, પ્રગટ થાય છે. માટે અવશ્ય ગુણનો પક્ષપાત કરવો.

## અયોગ્ય દેશ, કાળમાં ફરવું નહિ–૨૨.

વેશ્યાનાં નિવાસ કરવાનાં સ્થાન, જુગાર રમવાનાં ઠેકાણાં, દારૂનાં પીઠાંઓ, ચંડાળનાં ઘરો, માછીમાર અને કસાઇ ખાનાનાં મુકામો–ઈત્યાદિ સ્થળોએ વિચારવાન મનુષ્યોએ અને તત્ત્વના જાણનાર ધર્માચાર્યોએ અયોગ્ય ગણેલાં છે. તથા મનુષ્યોને આજ્ઞા પણ કરી છે કે, 'પોતાનું ભલું ઇચ્છનારા જીવોએ તેવે ઠેકાણે જવાનો બને ત્યાં સુધી પ્રતિબંધ રાખવો જોઇએ.'

ચંડાળનાં ઘરો, કસાઇખાનાં અને દારૂનાં પીઠાંઓ ઈત્યાદિ સ્થળે નિવાસ કરવાથી કે વારંવાર તે સ્થળે જવા આવવાથી હૃદય નિષ્ઠુર થઈ જાય છે. નિર્દયતાનું બીજ વવાતું જાય છે. જીવોના વધ કરવાના બનાવો વારંવાર નજરે જોવામાં આવવાથી ધીમે ધીમે હૃદયની કોમળતા સાથે દયાળુ લાગણી ઉડી જાય છે. ક્રૂરતાનો નિવાસ હૃદયમાં થવા લાગે છે. તેવા સ્થાનોની પાસે રહેનારા કે નિરંતર તેવા સ્થળે ફરનારા માણસોના હૃદયની લાગણીઓ તમે બારીકાઇથી તપાસશો તો તમને માલુમ પડશે કે પહેલાંના જેવી કોમળતા કે દયાળુ લાગણીઓ અત્યારે તેમનામાં ટકી રહી નથી. તે બાબતની સુગ પણ નજીવી જ થઇ ગયેલી હશે.

જુગારનાં સ્થાનોમાં નિરંતર જવા આવવાનું કરવાથી ધીમે ધીમે પોતાની ઈચ્છા જુગાર રમવા તરફ વધતી જાય છે. જુગાર એક જાતનો હરામ ચસકો છે. વિના મહેનતે એકદમ થોડા જ વખતમાં પૈસાવાળા થવાની ઈચ્છાથી હજારો

કુટુંબો પાયમાલ થઇ ગયેલાં અત્યારે નજરે દેખાય છે. જેમને ખાવાને અનાજ, પહેરવાને કપડાં તથા રહેવાને ઘર પણ રહ્યાં નથી. જુગારીઓને ભીખ માંગવાના કે આપઘાત કરવાના સંખ્યાબંધ દાખલાઓ મોટા મોટા શહેરોમાં તમને મલી આવશે. આવા નિષેધ કરેલાં અયોગ્ય સ્થાનમાં જવું તેઓની પ્રવૃત્તિ ઉપર લક્ષ આપવું અને તેવા હલકા મનુષ્યોના સહવાસમાં આવવું એ, તે તે દુર્ગુણોનું બીજ છે, દોષોની મૂળ ઉત્પત્તિનાં કારણો છે. ગમે તેવા પણ દોષોની શરૂઆત ઘણા નાના પ્રમાણમાં જ હોય છે, પણ તે જ શરૂઆત છેવટે મોટું ભયંકર રૂપ ધારણ કરે છે અને મનુષ્યોને પાયમાલ થવાનો વખત તેનાથી આવે છે.

દારૂના પીઠામાં ફરવાથી, સોબત પણ તેવા હલકા વિચારના માણસોની જ થવા સંભવ છે. સોબતની અસર ધીમે ધીમે થાય છે. અને છેવટે દુર્ગુણોમાં જીવો ફસાય છે, કોઈ મજબુત વિચારનો ધર્મિષ્ઠ જીવ કદાચ એવા વ્યસનમાં સપડાતો નથી તો પણ તે સ્થાન જ એવું છે કે તે સ્થાને જતાં દેખીને લોકોને વહેમ–કે શંકા આવ્યા સિવાય રહેતી નથી. વળી દારૂના પીઠામાં ફરનારા મનુષ્યો ભાગ્યે જ ઉત્તમ આચરણવાળા હોય છે. તેમના સહવાસથી લાંબા વખતે મનુષ્યો પોતાના છતા ગુણો ભૂલી જઈ તેવા હલકા વ્યસનમા ફસાઈ પડે છે.

વેશ્યાના મુકામોમાં વારંવાર જવા આવવાથી તેઓના હાવભાવ, ચેન, ચેષ્ટા, ચાળા વિગેરે જોવાથી મનુષ્યો પોતાના

સદાચારથી ભ્રષ્ટ થયા સિવાય ભાગ્યે જ રહે છે. એક દુર્ગુણ અનેક દુર્ગુણોને મેળવી આપે છે. એક ભૂલ અનેક ભુલો કરાવે છે. વેશ્યાને ત્યાં જનારમાં અસત્ય બોલવાના, ચોરી કરવાના, પરસ્ત્રી ગમન કરવાના, વિશ્વાસઘાત કરવાના, દારૂ પીવાના કે તેથી પણ આગળના મોટા મોટા દોષો ઉત્પન્ન થવાને। અનેક પ્રકારે સંભવ રહે છે. તેથી મનુષ્ય અનેક વ્યસનોમાં જોડાય છે. છેવટે વ્યવહારના નીતિમાર્ગથી અને ધર્મના પવિત્ર માર્ગમાંથી પણ ભ્રષ્ટ થવાને। પ્રસંગ બને છે. લોકોમાં નિંદાપાત્ર થાય તે વાત તો જુદી જ રહી.

વિરુદ્ધ કાળમાં ફરવું તે પણ માણસના ભલા માટે થતું નથી. રાત્રીના વખતમાં બહાર ભટકતા ફરવું, તેમાં પણ મધ્ય રાત્રીના વખતે એકલા ફરવું તે તો બહુ જોખમ ભરેલું છે. એ જ વિરુદ્ધકાળ કહેવાય છે. રાત્રીએ એકલા ફરતાં, ચોર, પરસ્ત્રી લંપટ ઇત્યાદિની લોકોને શંકા થાય છે. તેમ રાજા તરફથી કે શત્રુ આદિથી પણ ઉપદ્રવ થવાને। સંભવ રહે છે. માથે ખોટા અપવાદો પણ આવે છે.

ઘરનાં કોઇ કામકાજ પ્રસંગે, કે ઘણી જરૂરીયાતવાળા પ્રસંગે બહાર રાત્રે જવું પડે તેને માટે આ વાત નથી. તે વખતે તો કોઇ સાથે હોય અગર પાસે દીવો-બત્તી હોય અથવા કોઇને ખબર આપીને ગયા હોઇએ તો ઘણે ભાગે તેવી અડચણો આવવા સંભવ નથી. અથવા કોઈ દેશમાં લડાઇ ચાલતી હોય ત્યાંના રાજાએ હુકમ કર્યો હોય કે અમુક સ્થળે કોઇએ જવું નહિ, અથવા અમુક વખતે કોઇએ

બહાર નીકળવું નહિ, તો તે પ્રમાણે વર્તન ન કરે તો તે વિરુદ્ધ દેશ,-કાળ ગમન કહેવાય છે. તેથી જીવનની તથા ધનમાલની હાનિ થવાનો પ્રસંગ આવે છે. આજ્ઞાભંગ કરવાથી રાજા દંડે છે. અથવા જાસુસ (છુપા સમાચાર મેળવનાર) તરીકે સમજી દેહનો પણ વધ કરે છે ઈત્યાદિ અનેક પ્રકારે વિરુદ્ધ કે નિષેધ કરેલા અયોગ્ય દેશ કાળમાં જવા આવવાનો ત્યાગ કરવો.

## પોતાના બળનો કે નિર્બળતાનો વિચાર કરી કોઇપણ કાર્ય કરવું—૨૩.

કોઈપણ કાર્યની શરૂઆત કરતાં પહેલાં તે કાર્ય કરવામાં પોતાનું સંપૂર્ણ બળ છે કે કેમ? તે કાર્ય પોતે પાર ઉતરી શકશે કે કેમ? તેનો વિચાર કરવો. મારા એકથી જ પાર પડી શકે તેમ છે? બીજાની મદદની જરૂર પડે તો મને મદદ કરવાવાળા કેટલા છે? તેઓ ખરે અવસરે મદદ કરી શકશે કે કેમ? તેઓ કદાચ ખરે અવસરે કોઈ કારણથી મદદ ન કરી શકે તો હું એકલો કેટલું કામ કરી શકું તેમ છું? આ ક્ષેત્ર તે તે કાર્ય પાર ઉતારવાને લાયક છે? આ વખતે આ ઋતુમાં તે કાર્ય કરી શકાય તેમ છે? તે કાર્યને લાયક કયું ક્ષેત્ર યોગ્ય છે? કયો કાળ અનુકુળ છે? તેવું આરોગ્ય હું ધરાવું છું કે કેમ? મારામાં તેટલી હિમ્મત છે કે કેમ? ઈત્યાદિ અનેક પ્રકારના વિચારો કરી પોતાને યોગ્ય જણાય કે જરૂર આ કાર્યમાં મને ફતેહ મળશે તો તે કાર્યની શરૂઆત કરવી અને તે કાર્ય કરવામાં

પોતાની નિર્બળતા જણાય તો તે કામ બંધ રાખવું અથવા તેમાં કોઇની મદદ મેળવવી, અથવા અનુકુળ સામગ્રી મળી આવે ત્યાં સુધીને માટે તે કાર્ય બંધ રાખવું

પોતાના બળનો વિચાર કર્યા સિવાય બળવાન સાથે વિરોધ કરતાં પ્રાણ ખોવાનો પ્રસંગ આવે છે. જેમ સિંહ વર્ષા ઋતુમાં મેઘની ગર્જનાને સાંભળી, તેને પોતાનો વિરોધી સમજી, તેના સામી ગર્જનાઓ કરે છે. અને આકાશ તરફ ઉંચો ઉછળે છે. પરિણામ એ આવે છે કે આમ પછાડીઓ ખાઇને તથા ગર્જનાઓ કરીને સિંહ પોતાનો પ્રાણ ખોવે છે, આમ થવાનું કારણ પોતાથી અધિક બળવાન સામે વગર વિચારે વિરોધ કરવાનું છે.

સતાનીક રાજા ઉપર ચંડપ્રદ્યોતન રાજા ચડી આવ્યો હતો. તેના ભયથી સતાણીક રાજા મરણ પામ્યો. તેની રાણી મૃગાવતીએ વિચાર કર્યો કે શત્રુ બળવાન છે. પતિ મરણ પામ્યો છે. કુંવર હજી બાળક છે. મારો દેશ નાનો છે. સૈનિક સામગ્રી પુરતી નથી. આ વખતે શત્રુના સામા થવાથી પોતાનો તથા પ્રજાનો નાશ થશે. પોતાની નિર્બળતા સમજી બળવાન શત્રુ સાથે નમ્રતાથી એવી રીતે કામ લીધું કે દેશનો બચાવ થયો. રાજ્ય પુત્રને જ મળ્યું, પ્રજાનું રક્ષણ થયું અને પોતાનું શીયળ–સતીપણું ટકાવી રાખ્યું. અને શત્રુ પરાભવ પામ્યો. આ સર્વ વિચારબળનું પરિણામ છે.

આ સંબંધમાં એક કલ્પીત પણ ઉપયોગી સમજવા લાયક દૃષ્ટાંત છે કે, પોતાથી અધિક બળવાન સાથે વચન માત્રથી પણ વિરોધ ઉત્પન્ન ન કરવો

હિમાલયના પહાડ ઉપર એક શાલ્મલીનો વૃક્ષ મહાન વિસ્તારવાળો હતો. તેની શાખાઓ ચારે દિશા તરફ વિખરાયેલી હતી. છાયા, પત્ર, પુષ્પ અને ફળો વડે અનેક જીવોને વિશ્રાંતિના સ્થાનરૂપ તે વૃક્ષ હતું. હજારો પંખીઓ, અને સેંકડો ગમે તે પશુ તથા મનુષ્યો તેની સુંદર અને શિતળ છાયાનો આશ્રય લઈ શાંતી પામતા હતા. મુસાફરો, તપસ્વીઓ અને વનવાસીઓ પણ તેના ફળોથી ઉદરાગ્નિને શાંતિ આપતા હતા.

એક વખત નારદજી ત્યાં આવ્યા, વૃક્ષની રમણીયતા દેખી તેઓ ખુશી થઇ તે વૃક્ષને કહેવા લાગ્યા શાલ્મલી! આ તારી વિશાળતા, રમણીયતા, મનોહરતા, તે જોઇ મને ઘણો આનંદ થાય છે. અનેક પશુ પક્ષીઓ વટેમાર્ગુઓ, તપસ્વીઓ અને વનવાસીઓ તારો આશ્રય લઈ આનંદ અનુભવે છે. તારા વિશાળ ડાળાં, પાખડાંઓ, વાયુએ ભાંગ્યા હોય તેમ જણાતું નથી. શું તારે પવન સાથે પ્રીતિ છે? અથવા પવન શું તારો મિત્ર છે? આ પ્રચંડ પવન થોડે છેટે રહેલા પર્વત ઉપરનાં વૃક્ષોને તથા પહાડનાં શિખરોને પણ તોડી નાખે છે અને તને કાંઈ નુકશાન ન કરતાં તારું રક્ષણ કરે છે. માટે મારું એમ માનવું છે કે તારી સાથે મિત્રાઇ રાખી પવન તારું રક્ષણ કર છે એમાં કાંઇ શંસય લાગતો નથી.

વળી 'હું તમારો છું.' આ પ્રમાણે તું વાયુ આગળ નમ્રતા ધારણ કરે છે તેથી વાયુ તારું રક્ષણ કરે છે, તેથી જ તું આ પર્વત પર ટકી રહેલો છે.

આવા નારદનાં વચનો સાંભળી શાલ્મલીએ જવાબ આપ્યો, નારદ! વાયુ મારો મિત્ર નથી. મારો બાંધવ નથી. મારો સ્નેહી નથી. તેમ તે મારો માલીક નથી કે જેથી તે મારું રક્ષણ કરે, વાયુ કરતાં મારું તેજ કે બળ વિશેષ સમર્થ છે. મારા બળ આગળ વાયુ કોઈ ગણત્રીમાં નથી. પ્રચંડ વાયુને આવતો દેખી મારા બળથી હું તેને અટકાવું છું. આ પ્રભંજન (સર્વને ભાંગી નાખનાર વાયુ) મારાથી બહુવાર હારીને નાશી ગયેલ છે. વાયુના અત્યંત ક્રોધથી પણ હું ભય પામતો નથી.

નારદે કહ્યું, 'શાલ્મલી! તારુ બોલવું મને ગર્વ ભરેલું અને વિપરીત લાગે છે વાયુ સમાન બળવાન મને કોઈ જણાતું નથી. તું તો વનસ્પતિ જ માત્ર છે. તું તેની બરોબરી ક્યાંથી કરી શકે? વાયુની મદદથી જ સર્વ પ્રાણીઓ પૃથ્વી ઉપર હાલવા, ચાલવા કે જીવવા આદિની ક્રિયાઓ કરે છે. તે અધિક થાય, કે સર્વથા બંધ થાય, તો જીવન ધારણ કરવું મુશ્કેલીવાળું થઈ પડે છે. તું તેનો સત્કાર કરતો નથી એટલી તારામાં દુર્બુદ્ધિ છે. તું નિર્બળ છે. અભિમાનથી ઉચ્છૃંખલ છે. તારામાં સબળ નિર્બળતાનો વિચાર કરવાની બુદ્ધિ નથી. તારાં આ અભિમાની વચનો હું પવનને કહીશ.

આ પ્રમાણે શાલ્મલીને કહી નારદજી પવન પાસે આવ્યા અને શાલ્મલીનાં અહંકારી વચનો કહી સંભળાવ્યાં. વિશેષમા ઉમેર્યું કે તે વૃક્ષ તારું અપમાન કરે છે. તેણે તને ધિક્કાર-

વાળાં વચનો કહ્યાં છે. તું તો સર્વમાં ઉત્તમ છે, મોટો છે, ક્રોધમાં યમ સરખો છે.

નારદનાં વચનો સાંભળી વાયુ તે વૃક્ષ પાસે આવ્યો. વાયુ કહે છે, 'શાલ્મલી ! નારદજીની આગળ તેં મારી નિંદા કરી છે. હું તને ઓળખું છું. હું મારો પ્રભાવ તને બતાવીશ મેં આજ સુધી કૃપાથી તારું રક્ષણ કર્યું છે. તારા પરાક્રમથી તારું રક્ષણ થયું નથી. તુ મારું અપમાન કરે છે. તેથી તને મારું બળ હું દેખાડીશ જેથી તારી માફક મારું કોઇ અપમાન ન કરે, અને તારા દૃષ્ટાંતથી બીજાને શીખામણ લેવાનું પણ મળી આવે.

આ વચન સાંભળી હસતાં હસતાં શાલ્મલીએ કહ્યું, 'પવન ! તું ગમે તેટલો બળવાન હો, પણ તારાથી હું બીહતો નથી. તારા કરતાં હું વધારે બુદ્ધિવાન છું. બુદ્ધિ આગળ બળ નકામું છે. બુદ્ધિમાં બળવાન તે જ બળવાન છે. તું તારું સ્વરૂપ ખુશીથી બતાવ.'

પવને કહ્યું, 'ભલે જો એમ જ છે તો કાલે સવારે હું તને મારું બળ બતાવીશ, એમ કહી વાયુ ત્યાંથી ચાલ્યો ગયો.

વાયુના જવા પછી શાલ્મલી વિચારવા લાગ્યો કે, વાયુના બળ સાથે મારું બળ કાંઈ નથી. હું જે વચન બોલ્યો તે સર્વ મિથ્યા હતાં, વાયુની સાથે બાથ ભીડવાને હું સમર્થ નથી. હવે તો બુદ્ધિબળથી વાયુના ભયમાંથી મુક્ત થવા સિવાય બીજો કોઇ ઉપાય નથી.

આ પ્રમાણે વિચાર કરી ક્ષોભ પામેલા શાલ્મલીએ

પોતાની ડાળીઓ, શાખા, પાંદડાં, ડાળાં વગેરે પોતાની મેળે જ પાડી નાંખ્યા એમ ડાળાં, પાંદડાં વિનાના વૃક્ષે સવારમાં ક્રોધ પામેલા સુલવાટા મારતા અનેક વૃક્ષોને ઉખાડી નાખતા પવનને પોતાની આગળ આવીને ઉભો રહેલો દીઠો. પવને શાલ્મલીની આવી સ્થિતિ જોઈ હર્ષથી હાસ્ય કરતાં શાલ્મલીને કહ્યું, 'શાલ્મલી! તેં તારાં ડાળા પાખડાં કાપી નાખવારૂપ કષ્ટ પોતાની મેળે જ અંગિકાર કર્યું છે. હું પણ તને આવું જ કષ્ટ ઉત્પન્ન કરનારો હતો. તારા પોતાના દુષ્ટ વિચારથી તું પોતાની મેળે જ મારા સામર્થ્યના વશમાં આવી પડ્યો છે. તારા અભિમાનનું ફળ તને મળી ચુક્યું છે. મારા સામર્થ્યનો વિચાર ન કરતાં મારી સામે તેં બાથ ભીડી, તેનું પરિણામ તેં પ્રત્યક્ષ અનુભવ્યું છે. તારા હાથે જ તારો નાશ થયો છે, તારી સઘળી સંપત્તિનો જ તારા અભિમાને જ નાશ કર્યો છે.

પવનના વચનો સાંભળી શાલ્મલી ઘણું શરમાયો પોતાના વચનનો પ્રશ્ચાત્તાપ થયો અને પોતાનું સામર્થ્ય વિચાર્યા વિના મોટાં સાથે બાથ ભીડવાથી પોતાની સંપત્તિનો વિનાશ થયો તેથી તેને ઘણું દુઃખ થયું, પણ તે અત્યારે તો નિરુપયોગી જ હતું. હવે તે સંપત્તિ તરતમાં પાછી મળે તેમ ન હતી. સંપત્તિહિન થયેલા વૃક્ષને ફીટકાર આપી પવન ત્યાંથી ચાલ્યો ગયો.

બળવાન સામે અશક્તોએ–નિર્બળોએ–વિરોધ કરવાથી તેનું પરિણામ વિપરીત દુઃખમય જ આવે છે. એમ જાણી બુદ્ધિવાનોએ વિચારપૂર્વક કાર્યનો આરંભ કરવો.

પોતાની સબળતાનો કે નિર્બળતાનો વિચાર પ્રથમથી જ સર્વકાર્યોમાં કરવો અને તે પ્રમાણે જ શરૂઆત કરવી. વેપાર, હુન્નર, ઉદ્યોગકળા, વિદ્યા ઈત્યાદિ જેટલાં જેટલાં વ્યવહાર ઉપયોગી જરૂરીઆતના કાર્યો છે તે સર્વે સ્થળે પોતાના બળાબળની વિચારણાની જરૂરીયાત છે. તેમ જ કોઈ વ્રતનિયમો લેવામાં, તપ કરવામાં કે ચારિત્રાદિ માર્ગનો સ્વીકાર કરવાનો હોય તે વખતે પણ પોતાની ઉમર, તેને લાયક ક્ષેત્રો, તેમાં પોતાની મજબુત લાગણી આજુબાજુના સંયોગો, અનુકુળ વખત ઈત્યાદિનો વિચાર કર્યા પછી તેની શરૂઆત કરવામાં આવે તો જ તેમાં વિજય મળે છે. નહિતર તેવા ઉપયોગી કાર્યોમાં પોતાના બળનો ઉપયોગ સારી રીતે કર્યા છતાં પણ પરિણામ યોગ્ય આવતું નથી. એટલું જ નહિં પણ થોડી ઘણી શક્તિ હોય તો તેનો પણ નાશ થાય છે અને ભાવી ઉત્સાહ વિનાશ પામે છે. માટે જ વારંવાર એજ જણાવવામાં આવે છે કે, ‘ કાર્યની શરૂઆત પહેલાં તે કામ માટે પોતાની લાયકાત, અનુકુળતા અને મદદગાર શક્તિનો વિચાર કરવો. અથવા એકલા પોતાના સામર્થ્યનો પણ વિચાર કરવો. જેટલું પોતાનું બળ હોય તેટલા થોડા નાના પાયા પર શરૂઆત કરો તો હરકત નથી, પણ તેથી પ્રારંભેલ કાર્યનો પાર પામી શકશો તથા બીજા મોટાં કાર્ય કરવાનું પણ બળ તમારામાં પ્રગટ થશે.

## વ્રતધારી અને જ્ઞાન વૃદ્ધ પુરુષોની સેવા કરવી–૨૪.

ઇંદ્રિયોને જીતનારા અને મનને કાબુમાં રાખનારા મનુષ્યો

વ્રતધારી કહેવાય છે ઇચ્છાઓમાં ફસાઇ ન જવું પણ ઉલટી ઇચ્છાઓને પોતાને આધીન રાખવી તે જ વ્રત લેવાનું ફળ છે. તેવા વ્રતધારી મનુષ્યોની સેવા કરવી.

આ વ્રતધારી મનુષ્યોની સેવા શા માટે કરવી ? તેનું કારણ એ છે કે તેઓ ઘણા જ ઉત્તમ આચરણોવાળા હોય છે. ઉત્તમ આચરણોથી આ દુનિયામાં સુખી થવાય છે. લોકો તેવા ગુણવાન ઉપર પ્રીતિ રાખે છે. આ દુનિયામાં કોઈ-જાતના સુખની તેમને ઇચ્છા હોતી નથી. એક ઉદર નિર્વાહની જ તેમને જરૂરીયાત હોય છે અને તે પણ તેમના ઉત્તમ સંતોષવાળા ગુણને લઈ પૂર્વ કર્મના પ્રારબ્ધ અનુસારે મળી રહે છે. આ કારણથી તેઓ પોતાનું જીવન ઘણી ઉંચી જાતનું પવિત્રપણે ગાળે છે. તેમની સેવા કરવાથી તેમના ઉત્તમ ગુણો તરફ આપણી પ્રીતિ વધે છે. તેઓ આપણને યોગ્ય હિત શિક્ષા આપે છે, નઠારા દુર્ગુણોના દોષો બતાવી તેઓ તેને દૂર કરવા ઉપદેશ આપે છે, તેમને સારા આચરણથી સુખી થતા જોઇ આપણને પણ સારા આચરણ રાખવાનું મન થાય છે, અને થોડે ઘણે ભાગે જ્યારે આપણે તે પ્રમાણે વર્તીએ છીએ ત્યારે આપણે પણ સુખી અને સંતોષી બનીએ છીએ. આ સર્વ ગુણ તે વ્રતધારી પુરુષોની સેવાનું જ ફળ છે. આવા પુરુષોની સેવા કરવી એટલે શું સમજવું ? તેઓની આજ્ઞા માનવી, તેમના કહ્યા મુજબ ચાલવુ, તેઓ આવતા હોય તો ઉભા થઈ, સામા જઇને માન આપવું, વિનય કરવો, તેમને પગે લાગવું, તેમની સાથે નમ્રતાથી બોલવું. તેઓ ત્યાગી હોય તો તેમને ખાવાપીવાનું વસ્ત્રો

અને મુકામ વગેરેની સગવડ કરી આપવી. ગૃહસ્થ હોય તો ઉભા થઈ જવું, નમ્રતાથી બોલવું ઇત્યાદિ વ્રતધારી સેવા ગણાય છે.

આવા વ્રતધારી ત્યાગી પુરુષો હોય, અથવા ગૃહસ્થના વ્રતો પાળનાર, તપશ્ચર્યાદિ કરનાર મનુષ્ય હોય છતાં તે જ્ઞાનવાન ન હોય તો તેની સેવાથી જે ફળની ઇચ્છા રાખીએ છીએ તે મળી શકતી નથી, કારણ કે જ્ઞાની પુરુષો ત્યાગ કરવા લાયક, ગ્રહણ કરવા લાયક અને જાણવા લાયક એમ ત્રણ પ્રકારના જ્ઞાનથી દુનિયાના સર્વ સુખ દુઃખના કારણોને જાણવાવાળા હોય છે. તેથી પોતે તે પ્રમાણે વર્તન કરે છે અને બીજાને પણ તેવો યોગ્ય માર્ગ બતાવે છે. ત્યારે આવા જ્ઞાન સિવાયના એકલાં વ્રતો કે તપશ્ચરણ આદિ ક્રિયા કરનારા જીવોને પોતાના કર્તવ્યનું જ જ્ઞાન ન હોવાથી બીજાને કેવી રીતે હિતોપદેશ આપી શકશે ? તેઓ જે વ્રતાદિ કે તપશ્ચયંદિ કરે છે તે પણ ઓઘસંજ્ઞાએ (ઉંડી સમજણ વિના) અથવા આવતા ભવમાં કે આ ભવમાં સુખી થવા માટે કરે છે તેમને મન સુખી થવું એટલે પૈસો મળે, સ્ત્રી, પુત્રાદિ પરિવાર મળે, રાજ્ય વૈભવ મળે એટલું જ હોય છે. માટે વ્રતધારીઓ પણ જ્ઞાનમાં વૃદ્ધ થયેલા હોવા જોઇએ. તેમને જ્ઞાન પરિણમેલું હોવું જોઇએ.

જેમકે એકલી ક્રિયાવાળા વ્રતધારીઓ જ્ઞાનમાર્ગ ન જાણતા હોવાથી ઉપયોગી નથી તેમ એકલા પુસ્તકના જ્ઞાન-વાળા જ્ઞાનીઓ પણ ઉપયોગી નથી. કારણ કે જેઓ સત્ય

અસત્યને જાણે છે. છતાં પોતે જ તે પ્રમાણે વર્તન કરતા નથી, તો તેનું જાણપણું શા કામનું? એકલા ભોજનને જાણવાથી પેટ ભરાતું નથી, પણ ખાવાથી પેટ ભરાય છે તેમ એકલા જાણવાથી ફાયદો નથી પણ તે પ્રમાણે ચાલવાથી ફાયદો થાય છે. માટે જ્ઞાનવાળા પણ વ્રતધારી ઉત્તમ આચરણવાળા હોય તેવા પુરુષોની સેવા કરવી. તેથી તેઓ પોતાનો અનુભવ આપણને સમજાવે છે. તેથી આપણને થોડા વખતમાં ઘણું જ્ઞાન સમજવા મળે છે કેમકે આખી જિંદગી પર્યંત તેઓએ વાંચીને, સાંભળીને, અનુભવ કરીને જે જે નિર્ણયો મેળવ્યા હોય તેવા નિર્ણયો આપણે જાતે અનુભવવા બેસીએ તો ઘણો વખત લાગે છે. માટે તે સર્વ અનુભવો આવા ઉત્તમ જ્ઞાની વ્રતધારી પુરુષો પાસેથી પ્રથમ મેળવવા અને ત્યાર પછી વધારાના અનુભવ માટે નવો પ્રયાસ કરવો. આથી આપણી જિંદગીમાં આપણે ઘણું જાણી સમજી અનુભવી શકીએ તેમ બને છે.

જ્ઞાનમાં વૃદ્ધ પુરુષની સેવા કરવી એમ કહેવાનો હેતુ એ છે કે નવીન જ્ઞાન ભણનાર અને તેનો અનુભવ નહિં લેનાર પુરુષ પાસેથી આપણને સંતોષ થાય. પરિણામે સુખરૂપ નીવડે અને તેવા વિચારો કોઈ વખત બદલવા ન પડે તેવું પૂર્વાપર અવિરોધી જ્ઞાન નહિં મળી શકે. કેમકે હજી તેણે શરૂઆત કરેલી છે ત્યારે વૃદ્ધ અનુભવી પાસેથી જ્ઞાન ઘણી સહેલાઇથી મળી શકશે, કારણ કે તે સર્વ તેણે અનુભવ્યું છે. તેમની પરિણતિ ઠરેલ કે જામેલ હોવાથી તે સર્વ

જ્ઞાન તેમણે પચાવેલું હોય છે. ત્યારે આવી રીતે જ્ઞાનને નહિ પચાવેલા યુવક જ્ઞાનીઓ ઉછળતી પ્રકૃતિવાળા હોવાથી જ્ઞાનના અજીર્ણ થયેલા સ્વભાવવાળા હોય છે એટલે તેમની હિત શિક્ષાની બરાબર અસર થતી નથી છતાં યુવાન જ્ઞાનીઓ બધા એક સરખા નથી હોતા, યુવાન જ્ઞાનીઓ પણ કેટલાક શાંત પ્રકૃતિના ગંભીરતાવાળા અને જ્ઞાનની અજીર્ણતા થયા વિનાના હોય છે. એટલે જ એમ કહેવામાં આવ્યું છે કે ઉમરમાં વૃદ્ધ નહિ પણ જ્ઞાનમાં વૃદ્ધ અને વ્રતધારી પુરુષોની સેવા કરવી તેઓનો યોગ્ય ઉપદેશ જન્મ મરણના દુઃખ ટાળવા માટે ફળ દાતા થાય છે. ત્યારે વ્યવહાર ઉપયોગી થાય તેમાં શી નવાઇ?

## પોષણ કરવા લાયકનું પોષણ કરવું—૨૫.

પોષણ કરવા લાયક માતા, પિતા, પત્નિ, પુત્ર, પુત્રી, વિધવા બહેન, નાનાભાઈઓ, અને બીજા પણ અશક્ત કુટુંબી વર્ગ, ઈત્યાદિને ગણવામાં આવે છે. પોષણ કરવું એટલે તેમને અનાજ, વસ્ત્ર, રહેવાનું મુકામ ઈત્યાદિ જોઈતી સગવડો પુરી પાડવી—મેળવી આપવી. પુત્રો નાના હોય ત્યારે તેઓનું પોષણ કરવું, અને મોટાં થતાં યોગ્ય વ્યવહારીક કેળવણી આપી, વ્યાપાર હુન્નર, ઉદ્યોગ કે તેવાં જ આજીવીકાનાં સાધનભૂત કામોમાં જોડી આપવા. પુત્રો પોતાની આજીવીકા ચલાવવાને લાયક થયા પછી તેનું પોષણ કરવાની ફરજ પિતાને માથે રહેતી નથી. પણ તે વૃદ્ધ કે મોટી ઉમરના અશક્ત માતાપિતાઓનું રક્ષણ કે પોષણ કરવાની

ફરજ પુત્રો પર આવી પડે છે. માબાપોએ પોતાની ફરજ અદા કરી પુત્રોને ભણાવી ગણાવી યોગ્ય વ્યવહારમાં આજીવીકાનું સાધન પોતે ચલાવી શકે તેવી સ્થિતિમાં લાવી મૂકયા હોય તો પછી પુત્રો પોતાની ફરજ બજાવવાને ચૂકે તો તેના જેવો બીજો કૃતઘ્ન કોણ ગણાય? તેવી સ્થિતિમાં કદાચ માબાપો પુત્રોને કોઇ અગત્યના કારણસર કે લાચારીનાં કારણસર વ્યવહાર આદિ કરી ન શકયા હોય તથાપિ પુત્રોએ તેમના પોષણ માટે પોતાની ફરજ બજાવતા કદાપિ પણ પાછા ન હઠવું જોઇએ કારણ કે જન્મદાતા તરીકે પણ તેઓ ઉપકારી છે.

વિધવા બહેન કે દુઃખી પુત્રી અથવા અશક્ત ભાઇઓ કે તેવાં જ કુટુંબી વર્ગનું પણ પોષણ કરવાની જરૂરીયાત છે. જે કુટુંબમાં પોતાનો જન્મ થયો છે, તે કુટુંબ પોતાની શક્તિ છતાં પણ ભોજનાદિ વિના દુઃખી થતું હોય તો તે ઘરના શક્તિવાન આગેવાનને ઘણું જ શરમાવવા જેવું કે નીચું જોવરાવનારું થાય તેનાથી બીજું અધમ કૃત્ય શું હોઈ શકે? ધનાઢ્ય ગૃહસ્થોએ, પોતાના કુટુંબને પોતાની જેવી સ્થિતિમાં લાવી મૂકવા માટે પ્રયત્ન કરવો જોઇએ. કુટુંબની લાજ તે પોતાની લાજ આબરૂ છે. એક કુટુંબની નબળી સ્થિતિમાં બીજું ધનાઢ્ય કુટુંબ મદદ કરતું રહે, તેને યોગ્ય રસ્તે ચડાવતું રહે તો તે કુટુંબો સારી સ્થિતિમાં ટકી રહે છે. નહિતર મદદના અભાવે ધીમે ધીમે બધા કુટુંબો પાયમાલ થઈ ગરીબ સ્થિતિએ પહોંચે છે.

વૃક્ષો પણ એકબીજાની ઓથથી જ ટકી રહે છે. એક

બીજાની છાયા પણ તેમને મદદ કર્તા થઈ પડે છે. તે સિવાય મજબૂત પણ એકલા પડી ગયેલા વૃક્ષોનો લાંબા ગાળે પણ વિનાશ થયા સિવાય રહેતો નથી. તેમ જ આ કુટુંબો પણ મદદ વિના નિરાધાર થઈ અનુક્રમે છિન્ન ભિન્ન થઈ નામશેષ થઈ જાય છે. માટે પોષણ કરવા યોગ્યને પોષણ આપવાની જરૂર છે જે ગૃહસ્થો આ ફરજ બજાવવામાં પાછા હઠે છે, લોકોમાં તેમનો અવર્ણવાદ બોલાય છે, અપયશ ફેલાય છે, તેમની આબરૂ ઓછી થાય છે, લાયકાત નાશ પામે છે, પોતાના આશ્રિતોને ભૂખે મારવા કે ટળવળતા રાખવા, નજરે જોવાં તેથી દયાળુપણાની લાગણી ઉડી જાય છે. નિર્દયતા વૃદ્ધિ પામે છે. પોષક વર્ગના દુઃખી નિસાસાને લઈ તેવી જ નિર્દયતા પોતાના ઉપર પાછી ઘાત પ્રત્યાઘાતના નિયમ અનુસાર ઉતરવાનો પણ પ્રસંગ બને છે. આશ્રિતોનું પોષણ કરવું તે ઉત્તમ પુરુષોનું લક્ષણ છે.

આવી જ રીતે આશ્રિતોને નિરાધાર સ્થિતિમાં ટળવળતાં મૂકી ત્યાગ માર્ગ અંગિકાર કરવો તે પણ ત્યાગ ગ્રહણ કરનારની અયોગ્ય દશાને જ સૂચવે છે લોકોને અધર્મ પ્રાપ્ત કરવાના કારણરૂપ તે બને છે. ઉદરનિર્વાહના દુઃખને લઈ તે આશ્રિત વર્ગ ઉન્માર્ગે ચાલવાનું શરૂ કરે તો તેથી ધર્મની હેલના થાય છે. ત્યાગ માર્ગ ગ્રહણ કરવાની પ્રબળ ઇચ્છા હોય તો પણ પોતાને માથે આવી પડેલી ફરજ બજાવવા નિમિત્તે તેટલા વખત માટે પોતાની ઇચ્છાને ગૌણ કરી (મુલ્તવી રાખી) નિરાધાર આશ્રિતોને ખાવા પીવા આદિની અનુકૂળતાનાં સાધનો મેળવી આપવા.

સમ્મતિથી ત્યાગમાર્ગ ગ્રહણ કરવો. કદાચ માતા, પિતા, સુશીલ સ્ત્રી આદિ અપંગ હોય, આંખે આંધળાં હોય અને તેમનું રક્ષણ કરનાર પોતા સિવાય અન્ય કોઇ ન હોય તો દિક્ષા લેવાનું બંધ કરીને પણ તેમની સેવા ભક્તિ કરવી અને ઘેર બેઠાં જેટલું સાધન બને તેટલું અધિક કરતા રહેવું, પણ તેમને નિરાધાર કરી, રખડતાં મુકી ત્યાગ માર્ગ લેવાથી પોતાનું કદી પણ કલ્યાણ થવાનું નથી. કારણ કે જે મનુષ્ય પોતાને માથે આવી પડેલી ફરજ બજાવવાનું પોતાનું કર્તવ્ય સમજતો નથી તે ત્યાગમાર્ગ લઇને પણ પોતાની ફરજ પુરે-પુરી કદી બજાવી શકવાનો નથી બીજાને ઉદ્વેગ ઉત્પન્ન કરનારને કોઈ સ્થળે સમાધિ (શાંતિ) મળતી નથી. ગમે તેવી મહેનતનાં કાર્ય કરીને પણ આશ્રિતોનું પોષણ કરવું જ જોઇએ. તેમજ પોતે જેનું રક્ષણ કરે છે તેઓ જે કાંઈ યોગ્ય કાર્ય કરી શકે તેવાં હોય તેમને કાંઇ પણ યોગ્ય કાર્ય ભળાવવું જોઇએ. નહિ તો તેઓની શક્તિ બહાર આવ્યા વિના દટાઇ જ રહે છે. અથવા પોતાની શક્તિનો તેઓ દુરુપયોગ કરે છે. તેવા માણસો પર કરેલો ઉપકાર અપકાર કરવા સરખો થાય છે. માટે તેઓ શક્તિવાળાં હોય તો યોગ્ય કાર્યમાં જોડવાં અને તેની પોતે જાતે તપાસ રાખવી. કાર્ય કરવાને અશક્ત પોષ્ય વર્ગ હોય, અથવા માતાપિતાદિ વૃદ્ધાવસ્થાનાં હોય તો તેમને યથાયોગ્ય ધર્મકાર્યમાં યોજવા. તેઓ જેવી રીતે ધર્મકાર્ય કરી શકે તેવી જાતની અનુકુળતા કરી આપવી. બરાબર ફરજ બજાવનાર સર્વ કાર્યને માટે લાયક ગણાય છે.

## દીર્ઘ દૃષ્ટિ—૨૬.

કોઈપણ કાર્યની શરૂઆત કરતા પહેલાં આ કાર્યનું પરિણામ શું આવશે? તેનો વિચાર કરનાર અથવા નહિ આવેલા પણ આવવાના સંભવવાળા ભય કે વિપત્તિમાંથી તેના પ્રતિકાર માટે અથવા બચવા માટે આગળથી તૈયારી કરી રાખનાર મનુષ્ય દીર્ઘ દૃષ્ટિવાળો કહેવાય છે. પણ લાગ્ય લાગ્યા પછી કુવો ખોદનાર મનુષ્ય મૂર્ખની જ ગણતરીમા ગણાય પણ પાણી આવ્યા પહેલા પાળ બાંધનાર મનુષ્ય ડાહ્યો ગણાવા સાથે ભવિષ્યમાં સુખી થાય છે. વર્ત્તમાન-કાળને ઓળંગીને ભવિષ્યકાળનો વિચાર કરવાવાળી લાંબી દૃષ્ટિથી યોગ્ય, અયોગ્ય, અર્થ, અનર્થ ઇત્યાદિનો નિશ્ચય કરવો જોઇએ. ભવિષ્યનો વિચાર નહિ કરનાર અને ભાવી પર આધાર રાખી વર્તન કરનારા દુઃખી થઈ વિનાશ પામે છે. પૂર્વાપર વિચારવાળી દૃષ્ટિથી મનુષ્યોએ કામ લેવું જોઇએ કે તે કામ માટે ભવિષ્યમાં પશ્ચાત્તાપ કરવાનો વખત ન આવે.

અનાગત કાળ સંબંધી કાર્ય માટે આગળથી ચેતીને કામ લેનાર તથા વર્તમાન, કાળમાં બુદ્ધિપૂર્વક વર્તન કરનાર આ બન્ને મનુષ્યો સુખી થાય છે, પણ જેઓ ભાવી પર આધાર રાખી કાર્યાકાર્યના પરિણામની દરકાર રાખ્યા સિવાય પ્રવૃત્તિ કરનારા છે તેઓનો તો વિનાશ જ થાય છે.

સમય આવ્યા પહેલા સાવધ રહેનાર અને સમય આવે ત્યારે જોઇતી બુદ્ધિનો ઉપયોગ કરનાર તે બન્ને સુખી થાય છે. પણ જે આજનું કામ આગળ ઉપર મુલતવી રાખનાર

આળસુ છે તેનો નાશ થાય છે. તે ઉપર એક સમજવા દૃષ્ટાંત છે કે, 'એક પુષ્કળ જળવાળા પણ ઘણા ઉંડા નહિ તેવા જળાશયમાં ઘણા મત્સ્ય રહેતા હતા. તેમાં ત્રણ મત્સ્યો મિત્રપણે રહેતા હતા. તે ત્રણમાં એક દીર્ઘદૃષ્ટિવાળો હતો. આગળ ભાવી શું થવાનું છે તે અગાઉથી નિશ્ચય કરી શકે તેવો હતો. બીજો મિત્ર વખત આવ્યે શું કરવું તેની તત્કાળ બુદ્ધિ સૂઝી આવે તેવી બુદ્ધિવાળો હતો. ત્રીજો દીર્ઘસૂત્રી એટલે હમણાં કરીશું, કાલે કરીશું, આગળ ઉપર કરીશું એમ આળસમાં વખત કાઢનાર પૂર્વાપર વિચાર વિનાનો હતો.'

એક વખત માછી લોકોએ મત્સ્ય પકડવા માટે પાણીના બંધ બાંધેલા હતા તે નીચાણના પ્રદેશ તરફ પાણી છોડી મૂકી વહેવરાવા માંડ્યા, તે જળાશયમાંથી પાણી કમી થતું જોઇને થોડા વખતમાં વિપત્તિ આવશે એમ ધારી દીર્ઘદૃષ્ટિ-વાળો મત્સ્ય પોતાના મિત્રોને કહેવા લાગ્યો કે, 'મિત્રો ! આ બધા જળવાશી આપણા કુટુંબને માથે મોટું સંકટ આવ્યુ છે, માટે જ્યાં સુધી આપણો અહીંથી નીકળી જવાનો રસ્તો રોકાયો નથી, ત્યાં સુધીમાં આપણે ઉતાવળે બીજી નિર્ભય જગ્યાએ જઇને રહેવું યોગ્ય છે. જ્યાં સુધી અનર્થ પાસે આવ્યો નથી ત્યાં સુધીમાં જેઓ બુદ્ધિ વડે તેનો અટકાવ કરે છે તે ભયમાં આવી પડતો નથી માટે આપણે બીજે સ્થળે ચાલ્યાં જઇએ.'

તે સાંભળી આળસુ-દીર્ઘસૂત્રી મત્સ્ય બોલ્યો કે, 'ભાઇ ! તમે ઠીક કહો છો પણ આટલી બધી ઉતાવળ કરવાની કાંઈ

જરૂર નથી. હજી તો પાણી આ જળાશયમાં વિશેષ છે, માટે નિશ્ચિંત થઈ રહો.'

ત્યાર પછી સમય પ્રમાણે વર્તન કરનાર બીજો મત્સ્ય બોલ્યો કે, 'જ્યારે સમય આવશે ત્યારે શું કરવું જોઇએ તે બાબતમાં હું ભૂલ ખાનાર નથી તેથી મને કાંઇ હાનિ થવાનો સંભવ નથી.' માટે તમને ઠીક લાગે તેમ તમે કરો.

આ વાત સાંભળી મહાન બુદ્ધિશાળી દીર્ઘદૃષ્ટિ મત્સ્ય તે જળાશયમાંથી તે ચાલુ છોડી મૂકેલા પ્રવાહને માર્ગેથી નીકળીને બીજા ઉંડા જળાશયમાં પોતાના કુટુંબ સાથે જઇને વસ્યો અને તે ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ કર્યો.

પછી તે માછીમારોએ જોયું કે જળાશયમાંથી જળ વહી ગયું છે અને બાકી થોડા કાદવવાળા પાણીમાં ઘણા મત્સ્ય રહ્યા છે તેમ ધારીને તે મત્સ્યોને પકડી પકડીને બાંધવા માંડયા તે થોડાં પાણીવાળા જળાશયને તેમણે ડહોળી નાંખ્યું. તે વખતે બીજા મત્સ્યો સાથે દીર્ઘસૂત્રી આળસુ મત્સ્ય પણ બંધનમાં આવી પડયો.

મચ્છીમારોએ પકડીને દોરા વતી મત્સ્યોને બાંધવા માંડયા ત્યારે બીજો સમય પ્રમાણે કાર્ય કરી જાણનાર મત્સ્ય પણ તે દોરી સાથે બંધાયેલા મત્સ્યોની વચમાં ભરાઇને મોઢા વડે દોરી મજબુત પકડીને ટીંગાઈ રહ્યો. પછી માછીમારો જ્યારે બધા મત્સ્યને બાંધી રહ્યા હતા ત્યારે તે જાળને લઇને તેમણે જોયું તો સર્વને એક સરખા દોરીએ લટકાવેલા અને તેથી બંધાયેલા જોયા. પછી વધારે ઉંડા પાણીવાળા જળા-

શયમાં લઈ જઇને તેમને ધોઈ નાખવા માંડયા. ત્યારે પેલો સમય પ્રમાણે કરી જાણનાર મત્સ્ય દોરી છોડી દઇને ઉતાવળે તેનાથી છુટો પડી જઈ ઉંડા પાણીમાં ચાલ્યો ગયો, પણ ત્રીજો મંદાત્મા આળસુ દીર્ઘસૂત્રી મત્સ્ય મરણ જ પામ્યો.

આ પ્રમાણે પ્રાપ્ત થયેલા સમયને મોહથી જે ઓળખતા નથી તે દીર્ઘસૂત્રી મત્સ્યની માફક તરત વિનાશ પામે છે.

જે પુરુષ એમ ધારે છે કે "મને શી હરકત છે" અને બુદ્ધિબળ ઉપર આળસુ રહી પ્રથમથી પોતાનું હિત જે સાધતા નથી તે સમય પ્રમાણે ન કરી જાણનાર મત્સ્યની માફક મરણના કે કષ્ટના શંસયમાં આવી પડે છે.

જે મનુષ્ય સમય આવી પહોંચ્યા પહેલાં દીર્ઘદૃષ્ટિ વાપરી કાર્ય કરી લેનાર થાય છે તે તથા સમય આવ્યે જેને યોગ્ય બુદ્ધિ સુઝે છે–ઉપજે છે તે બન્ને સુખી થાય છે.

સારા કે નઠારા કોઈ પણ કાર્યનો પ્રારંભ કર્યા પહેલા બુદ્ધિમાન મનુષ્યોએ તેના પરિણામનો વિચાર ઘણી બારીકાઈથી કરવો જોઇએ. ઘણી ઉતાવળથી કરેલા કાર્યનું પરિણામ હૃદયમાં દાહ કરનાર સરખુ આવે છે.

વિચાર વિનાના મનુષ્યો મનુષ્યરૂપે પશુ સરખા છે. તેમનામાં યોગ્ય અયોગ્યની પરીક્ષા કરવાનું બળ હોતુ નથી તેથી ઈચ્છાનુસાર પ્રવૃત્તિ કરતાં ઘણી સહેલાઈથી અનર્થની જાળમાં સપડાઈ જાય છે.

શંખરાજાની ગેરહાજરીમાં કળાવતી રાણીના ભાઈ તરફથી આવેલાં કંકણો કળાવતીએ પહેરેલાં દેખી તથા તે સંબંધી

મોઘમ (નામ લીધા સિવાય) થતી વાતચીતોને સાંભળી કળાવતી ઉપર શંખરાજાને ખોટો વહેમ આવ્યો ઘણો ક્રોધ ઉત્પન્ન થયો. ક્રોધના આવેશમાં તેને કંઈ વિચાર સુઝ્યો નહીં. રાણીના બન્ને હાથ છુપી રીતે કપાવી નાખ્યા. તે હાથમાંથી મળેલા કંકણ ઉપરનું નામ વાંચતા રાજાના પશ્ચાતાપનો પાર ન રહ્યો, છેવટે મરવાને તૈયાર થયો કળાવતીના શીયળના પ્રભાવે બધી વાત સારી જ થઇ. પણ વિચાર વિના ઉતાવળથી કાર્ય કરનાર શંખરાજાને જિંદગીપર્યંત તે સંબંધી પશ્ચાત્તાપ થયો. લોકોમાં તિરસ્કાર પામ્યો અને અવિચારીપણાનું કલંક કાયમને માટે તેના માથા પર રહ્યું. રાજા ધારત તો રાણી પાસેથી તે ખુલાસો મેળવી શકત. રાણી પણ પતિને નહીં જણાવવા માટે કે રાજાની ગેરહાજરીમાં ભાઈ પાસેથી લીધેલી ભેટ માટે માફી પણ માગી શકત, પણ જ્યાં પૂર્વાપર વિચારને અવકાશ આપવામાં નથી આવતો ત્યાં યોગ્ય પરિણામ આવવાની આશા ક્યાંથી રાખી શકાય?

કેદીની માફક અંતે ઉરમાં (જનાનખાનામાં) જિંદગી ગુજારનાર રાણી પાસે આવી ઉત્તમ ભેટ ક્યાંથી આવી શકે? અહીં દીર્ઘદૃષ્ટિને અવકાશ હતો, પણ નિત્યના સર્વ કાર્યમાં તેને યાદ કરવાના અભ્યાસ વિના વગર બોલાવ્યે દીર્ઘદૃષ્ટિ કેમ આવીને ઉભી રહે?

દીર્ઘદૃષ્ટિવાળા પ્રધાનો સિવાય મહાન રાજ્યો પાયમાલ થઇ ગયેલા અને કાયમને માટે મરણ સમાધિ પામેલાં આપણે જોઇએ છીએ તેવી જ રીતે નાતમાં, સંઘમાં કે ધર્મમાં

તેવા દીર્ઘદૃષ્ટિવાળા નાયક વિના સહજસાજના વિચારના ભેદને લીધે નાતના કકડે કકડા થઇ જાય છે. સંઘની છિન્ન-ભિન્ન સ્થિતિ થઇ પડે છે. અને સંપ્રદાયની અધોગતિ થતાં વાર લાગતી નથી. આ સર્વ ભવિષ્યના પરિણામનો વિચાર કર્યા સિવાય ઉતાવળથી કરાતા કાર્યનું પરિણામ છે. ભવિષ્યના ભય માટે અત્યારથી સાવચેત રહેવામાં ન આવે તો દુઃખ-દાયી પરિણામ શોષવા માટે સર્વને તૈયાર રહેવું જોઇએ. પશુઓ કરતાં મનુષ્યોમાં કાંઇ પણ તફાવત હોય તો એટલો જ છે કે મનુષ્યો ભૂત, ભવિષ્ય કે વર્તમાનનો વિચાર કરી યોગ્ય માર્ગે ચાલે છે. તે વિચાર જો મનુષ્યોમાં ન હોય તો તેમાં અને પશુઓમાં કાંઈ તફાવત સમજવાનો નથી. તે પશુ છે અને આ નરપશુ છે વસ્તુ તત્ત્વનો વિચાર કરી હિતકારી યોગ્ય કાર્યમાં પ્રવૃત્તિ કરનાર મનુષ્ય દુઃખી થતો નથી. દીર્ઘદૃષ્ટિપણું એ ઉત્તમ પુરુષોનું લક્ષણ છે.

## વિશેષજ્ઞ—સારા, ખોટાના તફાવતને જાણનાર—૨૭.

સજીવ અને નિર્જીવ સારી અને નઠારી, હિતકારી અને અહિતકારી, યોગ્ય અને અયોગ્ય, સદ્‌ગુણ અને દુર્ગુણ, કરવા લાયક અને ન કરવા લાયક, ઇત્યાદિ અનેક વસ્તુઓ આ દુનિયામાં રહેલી છે. પરસ્પર તેનાં આંતરાને ભેદને એકથી બીજામાં રહેલા અધિક ઓછા ગુણ—અવગુણના તફા-વતને જાણનાર મનુષ્ય વિશેષજ્ઞ કહેવાય છે. સારા નઠારા તફાવતને જાણનાર મનુષ્યમાં ગુણની વૃદ્ધિ થાય છે, અને દોષોનો નાશ થાય છે. મનુષ્યોને સ્વાભાવિક રીતે જ સારું

ગમે છે. એટલે તેનું વલણ સારા તરફ થશે અને નઠારું ન ગમતું હોવાથી તેથી પાછો હઠશે. પણ તેમ ક્યારે થઇ શકે? આનો ઉત્તર એ છે કે, મનુષ્યોએ આ સારા નઠારાનો તફાવત પોતે જ શોધી કાઢવો જોઇએ તે તફાવત જોવાની ટેવ નિરંતર રાખવી અને પ્રસંગે વસ્તુઓની સરખામણી કરતા રહેવું. દરેક મનુષ્યના સ્વભાવ વિચાર અને આચાર સરખા હોતા નથી. દુધ નામ એક જ છે તથાપિ ગાયનું દુધ, ભેંસનું દુધ, ગર્દભીનું દુધ, ઉંટડીનું દુધ, બકરીનું દુધ, થોરનું દુધ, આકડાનું દુધ, વડનું દુધ, સ્ત્રીનું દુધ, ઈત્યાદિ દુધનો રંગ એક નામ એક છતાં, તેના ગુણ દોષમાં મોટો તફાવત છે,

મનુષ્ય જાત એક છતાં રાજા અને રાજામાં, પ્રધાન પ્રધાનમાં, શેઠ–શેઠમાં, નોકર–નોકરમાં, પિતા–પિતામાં પુત્ર–પુત્રમાં, ભાઇ–ભાઈમાં, બહેન–બહેનમાં, સ્ત્રી–સ્ત્રીમાં, ઈત્યાદિ-ગુણ દોષ, સ્વભાવમાં ઘણો તફાવત હોય છે.

જાનવરની જાત એક છતાં વાઘમાં, સિંહમાં, હાથીમાં, ઘોડામાં, બળદમાં, ગાયમાં, ભેંસમાં, વગેરે તમામ પશુ-ઓના ગુણ, દોષ, સ્વભાવમાં આંતરું રહેલું છે.

વિશેષજ્ઞ મનુષ્ય જ આ સર્વમાં ગુણ દોષની પરીક્ષા કરી શકે છે, પરસ્પરના તફાવતને બારીક દૃષ્ટિથી શોધી કાઢે છે. તે તફાવત સમજાયા પછીથી જ ગુણની વૃદ્ધિ અને દોષનો ત્યાગ કરવામાં સમર્થ થવાય છે. આવી દૃષ્ટિવાળો મનુષ્ય જ વ્યવહાર અને પરમાર્થ બન્ને માર્ગમાં પ્રમાણભૂત મનાય

છે. દુનિયામાં રહેલી જડ ચૈતન્ય વસ્તુઓ આવા વિશેષજ્ઞ દૃષ્ટિવાળા પુરુષોના સંયોગથી જ સ્વગુણ પ્રકાશ અને સ્વગુણ ઉત્કર્ષતાને પામે છે. રત્નના પરિક્ષકો જે દેશમાં નથી હોતા તેવા ભરવાડોના જ દેશમાં ચંદ્રકાંતનું મૂલ્ય ત્રણ કોડીનું ગણાય છે.

આવી વિશેષજ્ઞ દૃષ્ટિવાળા પુરુષના હાથમાં આવેલા અશ્વ, શસ્ત્ર, વાણી વીણા પુરુષ અને સ્ત્રી આદિ વસ્તુઓ યોગ્યતાને પામે છે. ત્યારે તેજ વસ્તુઓ નાલાયક મનુષ્યના હાથમાં આવી જવાથી અયોગ્ય બને છે.

વસ્તુ સ્વભાવના ગુપ્ત રહસ્યને ખુલ્લું કરીને કહેવામાં આવે તો એમ જ કહેવું પડે છે કે. દુનિયામાં કાંઈ ખરાબ નથી, પણ જે ખરાબ દેખાવ તમને જણાય છે તેજ પુરુષ વિશેષની મદદથી સુધારણા શક્તિથી સુંદર દેખાવવાળો બને છે અને જે સુંદરતાનો અનુભવ અમુક વસ્તુમાં તમને થાય છે તેજ સુંદરતા અમુક પુરુષ વિશેષની શક્તિથી કે સહવાસથી અસુંદર થયેલો અનુભવાશે

એક મહાન દુર્ગંધતાવાળી ખાડમાં કોહાયેલું પાણી દુર્ગંધ મારતું હતું, તેજ પાણીને પ્રયત્નથી સુબુદ્ધિ મંત્રીએ એવું તો સ્વાદિષ્ટ બનાવી આપ્યું કે રાજાને તેજ પાણી ફરીવાર પણ પીવાની ઇચ્છા થઈ. પાણીનું સ્થાન પૂછતાં સુબુદ્ધિ પ્રધાને તેજ દુર્ગંધતાવાળી ખાઈ બતાવી, રાજાના માનવામાં ન આવ્યું, પણ પ્રધાને પ્રત્યક્ષ રીતે તેજ પાણી લઈને રાજાના દેખતાં જુદા જુદા પ્રયોગો તે પાણી ઉ

કરી તેવું જ સ્વચ્છ અને સ્વાદિષ્ટ બનાવી આપ્યું. રાજા ઘણો ખુશી થયો.

આ ઠેકાણે વિચારને અવકાશ આપવાની જરૂર છે કે, 'જો વસ્તુમાં ખરાબપણાનો જ સ્વભાવ હોય તો આ સુંદરતા ક્યાંથી આવી? આવી જ રીતે જડ કે ચૈતન્ય બધી વસ્તુ ઉત્તમ છે પણ તેવા યોગ્ય પુરુષની મદદથી જ સુંદરતા પ્રગટ થાય છે અને અયોગ્ય નિમિત્તોથી તેમાં અધમતા પ્રગટ થયેલી અનુભવાય છે.'

આવી જ રીતે ગુરુ–ગુરુમાં, દેવ–દેવમાં અને ધર્મ–ધર્મમાં પણ તફાવત રહેલો છે. વિશેષજ્ઞ દૃષ્ટિવાળો મનુષ્ય તેનો તફાવત શોધી કાઢી, યોગ્ય રીતે તેનો આશ્રય કરતાં તે તે જાતના ગુણો પોતામાં પ્રગટાવી શકે છે. ત્યારે વિશેષપણાને નહિ સમજનાર મનુષ્ય તે જાતના સદ્ગુણોથી બેનશીબ રહે છે પશુઓ કરતાં તેવા મનુષ્યોમાં કાંઇ વિશેષ તફાવત ન જ ગણી શકાય. કારણ કે ગુણદોષ ઉપર તેની એક સરખી પ્રવૃત્તિ છે.

વિશેષજ્ઞનો બીજો અર્થ એ થાય છે કે, 'પોતાના સંબંધમાં ગુણ આરોપણ, અને દોષના ત્યાગ કરવારૂપ વિશેષને જાણે તે વિશેષજ્ઞ કહેવાય છે. આ ઉપરથી એમ સમજાવવાનો આશય છે કે મનુષ્યોએ પોતાના જીવન સંબંધી નિરંતર તપાસ કરતાં રહેવું કે મારા આચરણો મનુષ્યપણાને લાયક છે. અથવા પશુને લાયક મારા કેટલા આચરણો છે? અને સત્પુરુષોને લાયક મારામાં કેટલા આચરણો છે? આજે

કયા ગુણનો મેં વધારો કર્યો? મારામાં કયા કયા દોષો છે? આ દોષો કયા પ્રયત્નથી કે નિમિત્તથી દૂર કરું? ઈત્યાદિ પોતાના ગુણ સંબંધી તપાસ કરી ગુણનો વધારો કરવો. દોષો દૂર કરવા.'

જે મનુષ્ય પોતાના ગુણ દોષ સંબંધી તપાસ પણ કરી શકતો નથી તે મનુષ્ય પોતાનું આત્મહિત કેવી રીતે કરી શકશે? તે ધર્મમાં પણ પ્રવીણ કેવી રીતે થશે?

સ્થુલીભદ્રજીએ ગુણદોષની તપાસ કરી વિચારણા કરી, તો તેમને સત્યમાર્ગ મળી આવ્યો. સ્થુલીભદ્રજીના પિતા સંકટાળ મંત્રીનું વરરૂચિ બ્રાહ્મણના પ્રપંચને લઇ ખુન (મરણ) થયું. ત્યારે સ્થુલીભદ્ર કોશ્યા નામની વેશ્યાને ઘેર હતા. સંકટાળ મંત્રીના નિર્દોષપણાની ખરી હકીકત જાણ્યા પછી પ્રધાનના મોટા પુત્ર સ્થુલીભદ્રજીને પ્રધાન મુદ્રા આપવાનો રાજાએ નિશ્ચય કરી તેને બોલાવી પ્રધાન મુદ્રા લેવાનો આગ્રહ કર્યો. સ્થુલીભદ્રે રાજાનો ક્ષણિક સ્નેહ, વગર વિચાર્યે સાહસ કરવાપણું, પિતાનું અકસ્માત મરણ, ખટપટી રાજ્ય પ્રપંચ, શાંતિનો નાશ, ઈત્યાદિ દોષોનો વિચાર કરી, તથા ત્યાગ માર્ગથી થતા ગુણોનો નિશ્ચય કરી ત્યાગ માર્ગ જ ગ્રહણ કર્યો. આ પ્રમાણે સ્વ-પર બન્નેના સંબંધમાં લાભાલાભના વિશેષપણાનો વિચાર કરનાર મનુષ્ય બન્ને ભવમાં સુખી થાય છે.

## કૃતજ્ઞ ગુણને જાણનાર-૨૮.

વિપત્તિમાંથી બચાવનાર, દુઃખી સ્થિતિમાં મદદ આપનાર,

રોગી અવસ્થામાં સહાય આપનાર, મરણના મુખમાંથી બચાવનાર, વ્યવહારના માર્ગે ચડાવનાર, ધર્મને માર્ગે ચલાવનાર અને કોઈપણ રીતે કોઈપણ પ્રસંગમાં આપણને મદદ કરનાર ઉપકારીના ઉપકારને જાણવો, તેનો ઉપકાર ભૂલી ન જવો તે કૃતજ્ઞ કહેવાય છે. ઉપકારીનું બહુમાન કરનાર બહુમાન આપનાર મનુષ્ય કલ્યાણના માર્ગનો અધિકારી થાય છે.

દુનિયામાં ચાર પ્રકારના મનુષ્યો છે. કર્યા ગુણને જાણનાર ૧, કર્યા ગુણને નહિ જાણનાર ૨, ગુણને બદલે ગુણ કરનાર ૩, વિના કારણે ઉપકાર કરનાર ૪, કરેલા ઉપકારને ભૂલી જનારા અસંખ્યતા મનુષ્યો મળી આવશે. કરેલા ઉપકારને જાણનારા સંખ્યતા મળી આવશે. ઉપકારીના ઉપકારનો બદલો વાળી આપનારા થોડા મળી આવશે અને ઉપકાર કર્યા વિના પણ ઉપકાર કરનારા બે–ચાર મળી આવે તો મળી આવે.

કરેલા ગુણને ભૂલી જનારા અથવા ગુણ કર્યા છતાં અવગુણ કરનારા મનુષ્યો કુતરા કરતા પણ હલકા ગણાય છે. કારણ કે કુતરાને એક રોટલાનો કટકો નાખવામાં આવ્યો હોય તો તે પણ પોતાને આપનારનો ઉપકાર ભૂલી જતો નથી, ઘરની ચોકી કરે છે. રાત્રે ચોર કે અજાણ્યો માણસ ઘરમાં આવ્યો હોય તો તે બહાર કૃતજ્ઞ કુતરો ઘરના માલીકને જાગૃત કરે છે અને પોતાથી બની શકે તો તે ચોરને કરડવાનુ–બચકું ભરવાનું પણ ચુકતો નથી કુતરાઓ પણ પોતાના ઉપકારીનો બદલો આમ વાળી આપે છે, ત્યારે

મનુષ્ય નામ ધરાવવા છતાં પોતાના ઉપકારીને પાછો ઉપકાર ન કરનાર પણ તે ઉપકારને ભૂલી જનાર મનુષ્ય, મનુષ્ય નામને લાયક જ કેમ ગણાય ?

સિંહ જેવા ક્રૂર પ્રાણીઓ પણ પોતાના ઉપકારીનો બદલો વાળી આપવાને ચુકતાં નથી. આફ્રીકામાં એવો એક દાખલો બન્યો હતો કે એક ગુલામ તેના ધણીના માર અને કામથી કંટાળી જંગલમાં નાસી છુટયો, ત્યાં તેને એક સિંહ પગે લંગડાતો મળ્યો. કાંટાથી તેનો પગ પાકી ગયો હોવાથી તે બહુ દુઃખી થતો હતો તે ગુલામ આગળ તેણે પગ ધર્યો, ગુલામે કાંટો કાઢી પગે પાટો બાંધ્યો. સિંહ ભૂખ્યો હતો છતાં પોતાનો ઉપકારી જાણી તેને નહિ મારતાં બીજા પ્રાણીને મારી લાવી પ્રથમ આ ગુલામને ખવરાવ્યું. બીજા સિંહાદિ આ ગુલામને ન મારે તેમ સિંહ તેનું રક્ષણ કરતો અને જંગલમાંથી જાનવરોને મારી ખાવાનુ લાવી આપતો. એક દિવસે આ સિંહ કોઈ સ્થળે ગયો હતો તેવામાં આ ગુલામને પાછો તેનો શેઠ પકડીને લઈ ગયો અને તેને મારી નાખવા માટે એક સિંહને પકડી લાવ્યા, કે ગુલામે જેને ઉપકાર કર્યો હતો તેજ તે સિંહ હતો. સિંહને બે ચાર દિવસ ભુખ્યો રાખી તે ગુલામ ઉપર છોડી મૂકયો. સિંહ ગર્જના કરતો તેની પાસે આવ્યો. પોતાના ઉપકારીને તેણે ઓળખ્યો. ભુખ્યો અને ખીજવાયેલો છતાં તેને ન મારતાં પોતાના ઉપકારના બદલામાં પ્રેમપૂર્વક

તેના હાથ પગ ચાટવા લાગ્યો. બધા લોકોને આશ્ચર્ય થયું. ગુલામે ખરી હકીકત જણાવી કે આ સિંહ પોતાના ઉપકારીને કદી પણ નહિં મારે. છેવટે બન્નેને છોડી મૂકયા. આ ઉપરથી સમજવાનું કે સિંહ જેવા ક્રૂર પ્રાણીઓ પણ પરોપકારનો બદલો આપવાનું ભૂલતાં નથી તો મનુષ્ય જેવું વિચારવાન્ પ્રાણી થઈ તે બદલો આપવાનું ભૂલી જાય તો તેના જેવું બીજુ અધમ કોણ ગણાય? એક કવિ કહે છે કે, 'પૃથ્વી! જે મનુષ્યની પરનો ઉપકાર કરવાની બુદ્ધિ છે તેને તથા કરેલા ઉપકારને જે નથી ભૂલી જતા તેવા બે જાતના માણુસને તારી પીઠ ઉપર તું ધરી રાખ અથવા બીજાને તું નીચા પટકી દે અથવા આ બે જાતના મનુષ્યોએ જ હે પૃથ્વી! તને ધારણ કરી રાખી છે. નહિંતર તું આમ અદ્ધર કેમ રહી શકે?'

પૃથ્વી કહે છે કે, 'કવિવર! ખરી વાત એ છે કે આ મોટા મોટા પર્વતો અને સમુદ્રો મારી પીઠ ઉપર મજબુતાઇથી બેઠા છે તેનો મને જરા પણ ભાર લાગતો નથી પણ આ કૃતઘ્ન પુરુષો ઉપકારીનો ઉપકાર ભૂલી જનારા અથવા ઉપકારી ઉપર પણ અપકાર કરવાવાળા અને વિશ્વાસઘાત કરનારા એ બે પુરૂષોનો જ મને વધારે ભાર લાગે છે. અર્થાત આ બે જાતના પુરૂષો પૃથ્વી ઉપર ભારરૂપ છે. તેના બોજાથી પૃથ્વી ભારે મરે છે. મનુષ્યો અને પશુઓ તો શું પણ ઝાડ જેવાં અવ્યક્ત ચૈતન્ય પણે જીવન ગુજારનારાંઓ પણ કરેલા ઉપકારનો બદલો વાળવાને ચુકતાં નથી. પોતાની બાલ્યાવસ્થામાં પોતાને પાણી પાયેલું છે. એમ જાણી પીધેલા પાણીનું સ્મરણ કરતી

અરે! કરેલા ઉપકારનો બદલો વાળી આપવાનું ધ્યાનમાં રાખતી નાળીયેરી પોતાના માથા ઉપર જીવિતપર્યંત ભાર ઉપાડીને, મનુષ્યોને અમૃત સમાન પાણી તથા ફળ આપ્યા જ કરે છે ખરી વાત એ છે કે ઉત્તમ જીવો કરેલા ઉપકારને ભૂલી જતા નથી. અહા! આવાં વૃક્ષો પણ કરેલ ઉપકારનો બદલો વાળી આપે છે, તો જેઓ મનુષ્ય છતાં બદલો આપવાનું ભૂલી જાય છે તેઓએ ખરેખર શરમાવું જોઇએ તેઓએ પોતાના શિક્ષક તરીકે કુતરાં, સિંહ. અને વૃક્ષોને સ્વીકારીને પ્રત્યુપકારીને પ્રત્યુપકાર કરવાના પાઠો તેમની પાસેથી શીખવા જોઇએ.'

શ્રીપાલ મહારાજાએ ધવળ શેઠનો સહજ કરેલો ઉપકાર ખરેખર કહીએ તો ઉપકાર ન હતો પણ તેની સાથે જવાથી પોતાને રીદ્ધિની પ્રાપ્તિ થઈ આટલા નિમિત્ત માત્રના પણ ઉપકારને યાદ કરી અનેક વાર અપકાર કરવા છતાં અરે! દેહનો નાશ શુદ્ધાં કરવાના પ્રયત્નો કર્યા છતાં, તેમણે પોતાની સજ્જનતા તોડી નહિ, અને અનેક વાર તેનો બચાવ કર્યો. આખરે તો પરિણામ જે આવવાનું હતું તેજ આવ્યું. કૃતઘ્નોનો તો ક્ષયજ થાય છે, છતાં એકવાર પણ ઉપકાર કરનારા સો અપરાધો સુધી પણ જેઓ માફ કરે છે તેજ ઉત્તમ પુરુષો છે. અધમ પુરુષો ઉપર સો વાર ઉપકાર કર્યા હોય તો પણ એક વખત ના અપરાધેજ તેઓ સો વખતના ઉપકારને ભૂલી જાય છે.

ઉપકાર કરનારનોજ છેવટે અભ્યુદય થાય છે. કૃતજ્ઞપણું ધારણ કરનાર મનુષ્ય ઉંચામાં ઉંચી સ્થિતિએ પહોંચે છે.

જેવી રીતે વ્યવહાર માર્ગમાં ઉપકારીના ઉપકારનો બદલો ભૂલવા જેવો નથી, તેવી જ રીતે ધર્મ માર્ગમાં પણ હિતશિક્ષા આપનાર, જ્ઞાનમાર્ગ બતાવનાર, આત્મ ઉદ્ધાર થવાનો રસ્તો દેખાડનાર, ગુર્વાદિકનો ઉપકાર કોઈપણ રીતે ભૂલવા યોગ્ય નથી. વ્યવહારના ઉપકાર કરતા પણ આ ઉપકાર ઘણા જ ઉંચા પ્રકારનો છે, અને તેનો બદલો કોઇ-પણ રીતે વળી શકે તેમ નથી છતાં બને તેટલું કૃતજ્ઞપણું રાખવું અને બદલો આપવાને તૈયાર રહેવું.

## લોકોને વ્હાલા થવું—૨૯

આપણે આપણું વર્તન એવું સારૂં રાખવું જોઈએ કે લોકોને વલ્લભ થવાય. લોકો આપણા પર પ્રેમ રાખે જો કે લોકોને માટે આપણે સારૂં વર્તન કરવાનું નથી, પણ સારૂં વર્તન કરવાથી આપણું જ ભલું થાય છે, પરંતુ તે સારૂંજ વર્તન છે કે કેમ ? તેની નિશાની એ છે કે, લોકોને તમે વ્હાલા લાગો, ત્યારે તમારે સમજવું જાઇએ કે તમારાથી સારૂં વર્તન થાય છે. આપણું વર્તન લોકોને દુઃખરૂપ ન થાય પણ સારૂં લાગે તેવું બનાવવું જોઇએ.

આ લોકપ્રિયતા વિનય કરવાથી, પ્રિય બોલવાથી, નમ્રતા રાખવાથી અને સરલતા ધારણ કરવાથી મેળવી શકાય છે.

ગુણવાન મનુષ્યોનો વિનય કરવો, એટલે તેમને નમસ્કાર કરવો, ઉભા થવું, સામા જવું, આસન આપવું. તેઓ કોઇ જોડે વાતચિત કરતા હોય તો વચમાં ન બોલવું,

ગડબડ ન કરવી, જોઈતી વસ્તુની પૃચ્છા કરવી, જોઇએ તે લાવી આપવું, તેઓ બતાવે તે કામ કરવું, સભ્યતાથી વર્તવું. ઈત્યાદિ વિનય કહેવાય છે.

વિનય કરવાથી ગુણવાન થવાય છે, ગુણવાન ઉપર લોકો પ્રેમ રાખે છે, સારી લાગણી ધરાવે છે, સારી લાગણી ધરાવનારા મનુષ્યને અનેક મદદગાર થાય છે, તેથી વિવિધ પ્રકારના સુખની સગવડતા મળવા સાથે લક્ષ્મીની પણ પ્રાપ્તિ થાય છે.

ગુરૂનો વિનય કરવાથી તેના ઉપર ગુરૂ પ્રસન્ન થઈને હિતશિક્ષા આપે છે; શિક્ષાથી જ્ઞાન મળે છે, જ્ઞાનથી મોક્ષ થાય છે, મોક્ષ થવાથી કાયમનું સુખ મળે છે.

બીજાને પ્રિય લાગે તેવું મધુર વચન બોલવાથી મનુષ્યોને સંતોષ થાય છે. અહિં એટલું ધ્યાનમાં રાખવાનું કે ખોટું બોલીને કે કોઇની જુઠી ખુસામત કરીને કે અછતા ગુણ બોલીને બીજાને ખુશી કરવા નહિં પણ વિનયપૂર્વક નમ્રતાથી બોલવું, ઉદ્ધતાઈથી રાડો પાડી પાડીને બોલવું નહિં, કઠોર વચન ન બોલવું, કોઈને હુંકારે તુંકારે ન બોલાવવા, પણ ભાઈ! આવો! બેસો! કયાં પધાર્યા હતા? કયાં પધારશો? કેમ મારા જેવું કાંઈ કામકાજ છે? હોય તો સુખેથી ફરમાવશો. આવા વચનો બોલવાં તે મધુર વચન કહેવાય છે, નાની ઉમરનાં બાળકો આવા વિનય ભરેલા શબ્દો બોલે તો લોકો તેથી તેના ઉપર બહુજ ખુશી થાય છે. મોટી ઉંમરવાળા મનુષ્યોએ પણ વિનય ભરેલા શબ્દો

બોલવા, મધુર વચન બોલવામાં ક્યાં પૈસા બેસે છે ? મીઠા મીઠા શબ્દો બોલવામાં દરિદ્રતા શા માટે રાખવી ? મધુર શબ્દ બોલનાર ઉપર લોકો બહુજ પ્રસન્ન થાય છે. ત્યારે કટુક શબ્દો, કઠોર શબ્દો, ગર્વવાળા શબ્દો, ઉદ્ધતાઈ ભરેલા શબ્દો, અપમાન કરનારા શબ્દો, નિંદાવાળા શબ્દો કે તેવા જ હલકા શબ્દો બોલનારા પર લોકો નારાજ થાય છે. શું કોયલ તમને કાંઈ આપી દે છે અને કાગડો તમારૂં કાંઈ લઈ જાય છે? કાંઈજ નહિં. છતાં કોયલના ઉપર પ્રીતી થાય છે, કાગડા ઉપર ક્રોધ આવે છે તેને ઉડાડી મૂકવાનુ મન થાય છે, અને કોયલને વધારે બોલવવાની ઇચ્છા થાય છે. આનું કારણ શું ? તેના શબ્દો જ કે બીજુ કાંઈ ?

મધુર શબ્દો ઉત્પન્ન કરનારૂં માધુર્ય મનુષ્યોને સ્વાધિન છે તો કયો ડાહ્યો મનુષ્ય આનંદદાયક મધુરતાનો ત્યાગ કરી કટુક શબ્દનો પ્રયોગ ચાલુ રાખશે ?

માયા છળ-પ્રપંચ, કપટ વક્રતા ઇત્યાદિનો ત્યાગ કરી સરલ સ્વભાવી થવું. જેવું હોય તેવું નિખાલસ દીલથી બોલી દેવું. આથી લોકપ્રિય થવાય છે. વિવિધ પ્રકારની વિદ્યા, કળાદિનો અભ્યાસ કરીને, તથા દુનિયાના વ્યવહાર માર્ગમાં પણ પ્રવીણતા-કુશળતા મેળવ્યા છતાં જો બાળકોની માફક સરલતાવાળું જીવન ગુજારાય તો તે મોટા ભાગ્યની નિશાની છે. છળ-પ્રપંચ સમજવાજ નહિં એમ કહેવાનો આશય નથી, વ્યવહારનો માર્ગ તેવો છે કે જેવાની જોડે તેવા થવું એમાં કોઈ તમારી આડે આવતું નથી ભલે બધું

જાણો સમજો, પણ સામાની સરલતાનો લાભ છળ પ્રપંચથી ન લેવો. તે વખતે તો નિર્દોષ બાળકના જેવું જ સરલતાવાળું જ આચરણ કરો અને બનતા પ્રયત્ને જેવાની જોડે તેવા થવા કરતાં સરલતાનો તમારો સ્વભાવ ન બદલાવો, પરિણામ સારૂં જ આવશે. ઘણા હલકા સ્વભાવના મનુષ્યો પોતાની આવી બુદ્ધિનો ઉપયોગ છળ, પ્રપંચ, પૈશુન્ય વક્ર ઉક્તિ અને પરને ઠગવામાં કરે છે ત્યારે સોનાની માફક નિર્વિકાર સ્થિતિમાં રહેનારા સત્પુરૂષો પોતાની બુદ્ધિનો સદ્‌ઉપયોગ કરે છે.

આર્જવતા (સરલતા, નિષ્કપટતા) એ મોક્ષનો સરલ માર્ગ છે. વ્યવહારનો પણ ઉત્તમ માર્ગ છે. ઈત્યાદિ ગુણોવડે લોકપ્રિય થવાય છે. ગુણવાન ઉપર લોકો પ્રીતિ રાખ્યા સિવાય રહેતા નથી. લોકપ્રિય મનુષ્યનું વચન સર્વ મનુષ્યો માન્ય કરે છે, તેનાથી ધર્મની પણ વૃદ્ધિ કરી શકાય છે.

જે મનુષ્યો પોતાના અવિનય, કઠોર ભાષણ, છળ પ્રપંચી, ક્રોધી સ્વભાવ અને ઉદ્ધત પ્રકૃત્તિથી લોકોને અપ્રિય થઈ પડે છે તે પોતે તો લોકમાં નિંદાય છે પણ તેના અપવાદને લઈ તેની નાત, જાત, કુલ, ધર્મ આદિને પણ તે નિંદાવે છે. તેના અપવાદને લઇને લોકો નિંદા કરે છે કે જુઓ! અમુક ધર્મના, નાતના કે સમુદાયના આગેવાનોના આચરણો, કે વિચારો, કે વચનો! આમ ધર્માદિને દૂષિત કરાવવા વડે કેવળ પોતેજ નહિ. અન્યને પણ બોધિ લાભના નાશના કારણભૂત થાય છે. માટે લોકપ્રિય થવાનો ગુણ

મેળવો. ગુણોજ ગૌરવને માટે થાય છે. આડંબરનું કાંઈ પ્રયોજન નથી. સુગંધતા કે સૌંદર્યતાને લઈ દૂર વનમાં ઉગેલાં પુષ્પોને પણ મનુષ્યો ઉપયોગમાં લે છે. તેનો આદર કરે છે ત્યારે પોતાનાજ શરીરથી ઉત્પન્ન થયેલો મેલ, ગુણ વિનાનો હોવાથી લોકો ફેંકી દે છે. સામગ્રી સારી મેળવો, સારી કરો. કારણથીજ કાર્ય સિદ્ધ થાય છે. લોક વલ્લભ થવાની ઇચ્છા પણ કરવી નહિં પડે લોકો ગુણ દેખીને વગર તેડાવ્યાજ તમારી શોધમાં નીકળી પડશે. તમને અનુકૂળ થશે.

## લજ્જાવાન્ થાઓ–૩૦.

લોક વિરૂદ્ધ, શાસ્ત્ર વિરૂદ્ધ, ધર્મ વિરૂદ્ધ જે જે કાર્યો છે તેવા નિષેધ કરેલાં વિરૂદ્ધ કાર્યમાં ધિઠાઈ પૂર્વક વર્તન કરવું તે નિર્લજતા કહેવાય છે. તે નિર્લજતા જેમાં નથી તે લજ્જાવાન કહેવાય છે. લજ્જાવાન મનુષ્ય પ્રાણ જતાં પણ અગિકાર કરેલા સારા કામનો ત્યાગ કરતો નથી. લજ્જાળુ મનુષ્ય તેનુ ચાલે ત્યાં સુધી ખોટા કામમાં પ્રવૃત્તિ કરતો નથી. કર્મના પ્રબળ ઉદયને લઈ કદાચ તેવા કામમાં પ્રવૃત્તિ કરવાની ઈચ્છા થાય છે તો તેને મનમાં જ દબાવી દે છે. કોઈ અનિવાર્ય કારણથી તેવા કામમાં તે પ્રવૃત્તિ કરે પણ ખરો, તો પણ તેવી નિર્લજ્જતાવાળી હદપારની ખરાબ પ્રવૃત્તિ તેની હોય જ નહિં. સકોચ પામતા તે કોઈ પણ કાર્ય કરીને તત્કાળ તેવી પ્રવૃત્તિથી પાછો હઠે છે. તેને કોઈ તેવા કામ માટે સહજ પણ ઈશારો કરે કે, "તમારા જેવા સારા માણસો આવું કામ કરે તે શું યોગ્ય કહેવાય?"

આટલી શિક્ષા પણ તે લજ્જાવાન માણસને મરણથી અધિક થઈ પડે છે. પોતાનું મુખ લોકોને બહાર બતાવવું તે પણ તેને અસહ્ય થઇ પડે છે અને ફરીથી કોઈ દિવસ તેવા કામમાં પ્રવૃત્તિ કરતો નથી. ખરેખર આ લજ્જાનો ગુણ કહેવાય છે.

આ લજ્જાળુ ગુણનો ઉપયોગ આપણાથી કોઈ અકાર્ય કે ખોટું કાર્ય કરાતું હોય ત્યાં કામે લગાડવાનો છે. પણ સારા સારા કાર્ય કરવાના હોય, કોઈ ધર્માદા ખાતાના કાર્ય કરવાના હોય, કોઇ પરમાર્થના કાર્ય કરવાના હોય ત્યાં તો આનંદ અને ઉત્સાહથી ભાગ લેવો જોઈએ. આગળ પડીને કામ કરવું જોઇએ. તે ઠેકાણે લાજ રાખવાની કે શરમાવવાનું કાંઈ પણ કારણ નથી. કેટલાએક માણસો કોઇ ધર્મનાં સ્થળે ધર્મ વ્યાખ્યાન થતું હોય, કે મંદિરે દર્શન કરવા જવાનુ હોય કે કોઈ મહાત્મા પુરુષોની પાસે જવું હોય તો ત્યાં જતાં શરમાય છે તે ગુર્વાદિકને નમસ્કાર કરતાં, કે પગે લાગતાં પણ શરમાતા હોય તેવો ડોળ કરે છે. ખરેખર આ ઠેકાણે શરમાવાની જરૂર નથી, અને તેમની આ શરમ તે શરમ ગણાતી નથી પણ તેમનો આ પ્રમાદ, આળસ, અજ્ઞાનતા, અભિમાન કે અવિનયપણું જ સૂચવે છે.

ખોટા કાર્યમાં શરમ રાખો, પણ આ કાર્યમાં શરમ શા માટે રાખવી જોઇએ? કેટલાએક માણસો ભૂખ્યાં હોય તો પણ ખાવાનું માંગતાં શરમાય છે. સગાં સંબધીઓને ત્યાં જઇ અડધા ભુખ્યા ઉઠીને ઘેર આવે છે. આ ખોટી

શરમ છે તેથી કાંઇ ફાયદો થતો નથી. ખાવાની શરમ, પેસાબ કરવાની, ઝાડે જંગલ જવાની, મળ દૂર કરવાની, પોતાના પૂજનીક વર્ગનો વિનય કરવાની, ધર્મગુરૂ પાસે જવાની, રોગને છુપાવવાની અને પોતાના વિશ્વાસ લાયક સાચી સલાહ આપનાર પૂજ્ય વર્ગની પાસે પાપ છુપાવવાની ઇત્યાદિ કામમાં શરમ રાખવાથી લાભને બદલે મોટું નુકશાન ભોગવવું પડે છે.

ખાવાની શરમથી ભૂખ્યા રહેવું પડે છે. પેશાબ ઝાડો ઇત્યાદિ દૂર કરવા માટે રખાતી શરમથી શરીરમાં રોગ ઉત્પન્ન થાય છે. પૂજ્ય વર્ગનો વિનય કરવામાં શરમ રાખવાથી તેમના અવિશ્વાસી થવાય છે, તેમ થતાં વ્યવહારનો ધનાદિ સંબંધી લાભ મળતો નથી. તેઓ આપણને અભિમાની કે ઉદ્ધત સમજે છે. ધર્મગુરુ પાસે જવાની શરમથી આપણા આત્માના ભલા માટેના હિતોપદેશ કે ધર્મોપદેશથી આપણે બેનસીબ રહીએ છીએ તેથી આપણા કલ્યાણનો માર્ગ સદાને માટે બંધ થઈ જાય છે. રોગને છુપાવવાથી તે રોગ ઉંડા મૂળ ઘાલે છે કે છેવટે આ દેહનો ત્યાગ કરવાનો–મરવાનો પ્રસંગ આવે છે. યોગ્ય મનુષ્ય પાસે પાપ છુપાવવાથી આપણા દુર્ગુણોમાં સુધારો થતો અટકે છે. સાચી સલાહ વિના પાપમાં વધારો થતો રહે છે. પ્રાયશ્ચિતાદિ નિવારણના ઉપાયો તેઓ તરફથી મળતા અટકે છે, તેથી પૂર્વનો પાપ સંચય બન્યો રહે છે. ઈત્યાદિ અનેક જાતના ગેરફાયદાઓ થાય છે. માટે યોગ્ય કામમા શરમ રાખવાની જરૂર નથી.

લજ્જાળુ માણસને ધર્મની પ્રાપ્તિ ઘણી સહેલાઈથી કરાવી શકાય છે. અકાર્યમાંથી પાછો પણ તરત હઠાવી શકાય છે. દુનિયામાં જેટલા સદ્ગુણો કહેવાય છે તે સર્વ સદ્ગુણો લજ્જાવાનને પ્રાપ્ત થાય છે. કારણ કે તે સર્વની યોગ્ય શિક્ષા માન્ય કરવાને કે દોષો યા ભૂલો સુધારવાને આનાકાની (હા–ના) કરતો નથી. લજ્જાથી પણ ધર્મમાર્ગે જોડાય છે અને સારા માર્ગનું પરિણામ સારૂં જ આવે છે. કુલીનપણું તે પણ લજ્જા ગુણની સાથેજ રહે છે. નિર્લજ થતાં કુલીનપણું પણ સંશયવાળું બને છે. અર્થાત નિર્લજ મનુષ્યો કુલીન છે કે કેમ ? તે પણ શંકા જેવું જ છે. નિર્લજ મનુષ્યો પશુથી પણ હલકા છે. કારણ પશુઓને તો અજ્ઞાન દશા છે. કર્ત્તવ્ય અકર્ત્તવ્ય સંબંધી વિચાર શક્તિ હોતી નથી અને આને તો વિચારબળ છે, છતાં નિર્લજ પ્રવૃતિ કરે છે. આવા મનુષ્યોની આબરૂ દુનિયામાં હોતી નથી. અકાર્યમાં પ્રવૃત્તિ કરતો હોવાથી ભાવી જન્મ પણ સુખરૂપ થતો નથી. માટે હે મનુષ્યો ! 'અનેક સદ્ગુણની ઉત્પત્તિની ખાણ સમાન લજ્જાગુણને તમારા હૃદયમા અને નેત્રોમાં નિવાસ સ્થાન આપજો. લજ્જાગુણ પુરુષો અને સ્રીઓનો અમૂલ્ય અલંકાર છે તેને સાચવીને રાખજો.'

## દયાળુ થવું–૩૧

દુઃખી જીવોનું રક્ષણ કરનાર તથા મદદ આપનાર મનુષ્ય દયાળુ કહેવાય છે. આંધળાં, લુલાં, લંગડાં, પાંગળાં, મુંગા, બહેરાં, હાથ પગ વિનાનાં, રોગી, અશકત, નિરાધાર,

નિર્ધન, વિપત્તિમાં ઘેરાયેલાં, આફતમાં સપડાયેલાં, દુ.ખમાં દબાયેલાં ઈત્યાદિ દુઃખી કહેવાય છે. કેટલાંએક મનની પીડાથી દુઃખી હોય છે, કેટલાએક શરીરના રોગથી દુઃખી હોય છે, અને કેટલાએક નિર્ધનતાને લઇને દુઃખી હોય છે. આ સર્વ જાતના દુઃખથી ઘેરાયેલા મદદને લાયક જીવોને યોગ્ય મદદ આપવી તે દયાનું કામ છે. દયા ધર્મનું મૂળ છે. આપણને સુખ ગમે છે, સુખી થવાની ઈચ્છા થાય છે તો શક્તિના પ્રમાણમાં બીજાને પણ સુખી કરવા જ જોઇએ. કારણ વિના કાર્ય ક્યાંથી હોય? વાવ્યા વિના બીજ ઉગશે ખરૂ કે? અન્યને સુખી કરવાનું બીજ વાવો, જરૂર સુખી થવારૂપ ફળ મળશેજ. દુઃખી સ્થિતિમાં બીજા તરફથી મદદ મેળવવાની ઈચ્છા થતી હોય તો તમારી સારી સ્થિતિ વખતે દુઃખી જીવોને મદદ આપો. આ દુનિયામાં ક્યાં એક સરખી સ્થિત કોઇની પણ ટકી રહે છે?

તમારા ક્ષણિક સુખને માટે કે વિનાશી ઈચ્છાઓની તૃપ્તિ માટે બીજા તરફ નિર્દયતા ન વાપરો. તે પણ તમારા જેવા જ સુખની અભિલાષાવાળો આત્મા છે.

હે મનુષ્યો! 'દયાના મહાન અને નહિ ઓલંઘી શકાય તેવા કાયદાને તોડનાર દુઃખી જીવોને દેખીને તમે તેમની પાસેથી દયાનો પવિત્ર કાયદો શીખી લ્યો. તમારી દયાને પાત્ર થયેલા અને તમારી આગળ યાચના કરતા તેઓ તમને એમ સૂચના કરે છે કે અમે કોઈને સુખ આપ્યું નથી તેથી અમને તે મળ્યું નથી. અમે બીજા જીવોને દુઃખ આપ્યું

છે તેથી તે અમારી પાસે આવ્યું છે. અમે રીબાઇએ છીએ, હેરાન થઈએ છીએ, રખડી રખડીને મરીએ છીએ, તમારે અમારી માફક દુઃખી થવું હોય તો અમારા જેવા કામ કરો. સુખી થવું હોય તો દુષ્ટ કામ કરતાં અત્યારથીજ અમને જોઇને જ તરતજ અટકી જાઓ અને બીજાઓને સુખી કરવા યથા શક્તિ તૈયાર થાઓ.

માનવો! ગમે તેટલું દાન આપો, મૌનપણુ ધારણ કરો, ગ્રંથોનું જ્ઞાન મેળવો, નિરંતર દેવાદિકનું ધ્યાન ધરો, પણ જો તમારા હૃદયમાં કે આચરણમાં દયા નથી તો તે સર્વ નિષ્ફળ છે. દયા વિનાનાં સર્વ ધર્મના કાર્યો અલુણા અનાજ જેવા ફીકાં છે. "કોઈ પણ જીવને પીડા ન કરવી" આટલું થોડું પણ જ્ઞાન જેને નથી તેવા શુક પાઠી પંડિતોની પંડિતાઈ નિષ્ફળ છે. સર્વ જંતુઓ ઉપરની દયાળુ લાગણી વડે જેનું હૃદય ભીંજાયેલુ છે તેનેજ જ્ઞાની કહી શકાય. પરમ શાંતિ તેને જ પ્રાપ્ત થાય છે. કારણ કે તેણે બીજાઓને શાંતિ આપી છે. વાવ્યું તેવું લણાય છે. આપ્યું તેવું મળે છે.

માનવો! તમારી લાગણીનો તો તમે વિચાર કરો, તમારા પ્રાણ તમને વહાલા છે તેમ તેમને તેમના પ્રાણ શું વહાલા નહિ હોય? તમને દુઃખ ક્યાં વહાલું લાગે છે? તમારા જેવુજ જીવિતવ્ય ધારણ કરનારા અને સુખની પ્રબળ ઈચ્છાવાળા તેમને દુઃખ કેમ વાહાલું લાગતું હશે? તમારાથી અન્યને સુખી ન કરી શકાય તો હરકત નથી પણ બીજાને દુઃખી તો નજ કરો.

જીવોને સુખી કરવાનો, મદદ કરવાનો, બચાવ કરવાનો અનુક્રમ એવો છે કે પ્રથમ મનુષ્યોને બચાવો અને પછી જાનવરોને બચાવો. ત્યાર પછી તે સિવાયના સર્વ ઝીણા જંતુઓનું રક્ષણ કરો, મનુષ્ય ઉંચી પંક્તિનો જીવ છે, તેનામાં પુન્ય અને જ્ઞાન વધારે વિકાસ પામેલા છે, એટલે જાનવર કરતા પહેલો હક મનુષ્યનો છે. પછી જાનવરોનો, ઝીણા જંતુઓનો, વનસ્પતિ આદિના બચાવનો વારો આવે છે.

અહીં કોઈ શંકા કરશે કે મનુષ્યોના બચાવ કે મદદનુ બહોળુ ક્ષેત્ર છે તેને મદદ થઈ રહ્યા પછી પશુઓ ઇત્યાદિને મદદ કરવી. તેમ થતાં તો વર્ષોના વર્ષો ચાલ્યાં જશે અને પશુ આદિને મદદ કરવાનું ત્યાં સુધી બંધ રાખવું પડશે.

આનો ઉત્તર એમ છે કે અહીં એ કહેવાનો આશય નથી કે મનુષ્યોને મદદ કરી રહ્યા પછી પશુઓનો બચાવ કરો ! જે અવસરે જેને મદદની જરૂરીયાત હોય અને જે દુઃખી થતું હોય પછી ગમે તે મનુષ્ય હોય કે પશુ હોય તેને તરતજ મદદ કરવી પણ જ્યારે મનુષ્ય અને પશુ ઇત્યાદિને એકી વખતે મદદની પુરતી જરૂરીયાત આવી પડી હોય, મદદ વિના કોઇપણ બચી શકે તેમ ન હોય ત્યારે મનુષ્યને પહેલી મદદ આપવી અને પછી પશુઓને યથા-યોગ્ય મદદ કરવી. લાભાલાભના પ્રસંગો પર વધારે ધ્યાન આપવાની જરૂર છે. જીવોની દયાથી પુન્યમાં વધારો થાય છે, નિરોગી શરીર અને લાંબા આયુષ્યો એ જીવોની દયાનુ જ પરિણામ છે દયાળુ જીવ ધર્મને યોગ્ય થાય છે.

## સૌમ્ય દ્રષ્ટિ રાખવી—૩૨

મુખની મુદ્રા શાંત રાખવી, ચહેરો હસમુખો રાખવો, સ્વભાવ આનંદિ રાખવો, સહજ સાજની વાતમાં ચીડાઈ ન જવું, ગંભીરતા રાખવી. વિષમ બનાવવાળા પ્રસંગે પણ મુખની આકૃતિ ક્રૂરતાવાળી, સામાને ભય ઉપજાવનારી ન થાય ઈત્યાદિને સૌમ્ય દ્દષ્ટિ કહે છે. કોઇએ કાંઈપણ ઠપકો આપ્યો કે કઠીન શબ્દો કહ્યા હોય તે અવસરે ક્રોધ ન કરતા વિચાર કરવો કે આ જે કહે છે તેમાં મારૂં પોતાનું હિત સમાયેલું છે, તેથી મારા દોષો સુધરવાનું બનશે. ફરી દોષો ન થાય તે માટે ચેતવણી મળી છે અથવા કરેલ કર્મનો આ બદલો છે, એમ વિચાર કરી પોતાનો ચેહરો ક્રોધી, ઈર્ષાળુ કે અભિમાની ન બનાવતાં શાંત પ્રકૃતિ રાખવી.

કોઇ વખતે કોઈ જાતનું નુકશાન થતાં, હાથમાંથી વસ્તુ પડી જઈ ફુટી જતાં, કે ઢોળાઇ જતાં, માણસ એકદમ ક્રોધી બની જઈ ભયંકર ક્રૂરતા ભરેલી દ્દષ્ટિ કરી સામાને મારે છે, ગાળો દે છે, લડે છે, અને કોલાહલ મચાવી મૂકે છે. તેવા વખતે વિચાર કરવો જોઇએ કે થયું તે ન થયું થવાનું નથી ફુટયુ તે સાજું થવાનું નથી. ઢોળાઈ ગયું તે ન ઢોળાયું થનાર નથી. આવા વખતે ફરી તેમ ન થાય તે માટે હસતે મુખે આનંદી ચેહરે સામાને સાવચેતી આપવી કે, 'ભાઈ ફરીથી આવો બગાડ કે નુકશાન ન થાય તે માટે સાવચેતી રાખજો. આવા મીઠા શબ્દે હસતા મુખે કહેવાથી સામા માણસને લડવા, ગાળો દેવા કે મારવા

કરતાં પણ વધારે ઉંડી અને મજબૂત અસર થાય છે અને ફરીથી તે સાવચેત રહે છે, નુકશાન થયા પછી તો ફરી તેવું ન થાય તે માટે સાવચેતી આપવા સિવાય બીજુ કાંઇ કામ રહેતું નથી, છતાં તેટલું કહેવા કહેવામાં ઘણો ફેર પડી જાય છે કઠોર વચનોથી સામાનું હૃદય અત્યંત દુઃખાય છે. છતાં તેનું પરિણામ કાંઈ આવતું નથી.

શાંત પ્રાકૃત્તિવાળો મનુષ્ય ગમે તેવા ક્રોધી સ્વભાવવાળાને પણ શાંતિ આપી શકે છે પછી ભલેને તે વધારે વખત ટકી ન રહે તો પણ એક વાર તો પોતાની અસર સામા મનુષ્ય ઉપર કર્યા સિવાય રહેતો નથી. તે ધીરજપૂર્વક, સહનશીલતા ધારણ કરી પોતાની સામે ગમે તેવો ઉતાવળીઓ કે ક્રોધી માણસ આવ્યો હોય તેને પણ હેતુપૂર્વક દૃષ્ટાંત આપીને શાંત કરે છે.

ક્રુર આકૃતિવાળો મનુષ્ય સીંહ કે સર્પની માફક દેખવા માત્રથી પણ સામાને ઉદ્વેગનું કારણ થાય છે તે કદાચ કોઇને નુકશાન નથી કરતો તો પણ લોકો તેનો વિશ્વાસ કરતાં ડરે છે. ત્યારે શાંત આકૃતિ કે પ્રકૃતિવાળો મનુષ્ય સર્વને વિશ્રાંતિનું સ્થાન થઇ પડે છે. ક્રુર પ્રકૃતિવાળા મનુષ્યની પાસે આવતાં પણ લોકો અચકાય છે ત્યારે શાંત આકૃતિવાળા મનુષ્યની પાસે જરૂરીયાતથી પણ વધારે વખત બેસવાની ઇચ્છા કરે છે. ક્રુર આકૃતિવાળા મનુષ્યને કોઇપણ હિત શિક્ષા આપવાનું મન કરતું નથી, કારણ કે તેના ક્રોધી સ્વભાવને લઈને પોતાના તરફ ક્રોધ કરવાની કે

અપમાન કરવાની શંકા સર્વને રહે છે. શાંત આકૃતિવાળા મનુષ્યને સર્વ કોઈ હિતશિક્ષા આપીને તેને સારે રસ્તે ચડાવી શકે છે શાંત પ્રકૃતિવાળા મનુષ્ય કે જીવ ઉપર સર્વ લોકો વિશ્વાસ રાખે છે વિશ્વાસ એ સર્વ સંપત્તિનું મૂળ છે.

વિશ્વાસથી હાથી અનેક પરિવારવાળા યુથોનો માલિક થાય છે ત્યારે સિંહ (મૃગાધિરાજ) મૃગોનો અધિપતિ કહેવા છતાં મૃગો કે હાથીઓના ટોળાથી પરિવરેલો કોઇએ કોઇ વાર દીઠો કે સાંભળ્યો છે? આનું કારણ શું? કારણ એ જ કે ક્રુર આકૃતિ અને ક્રુર પ્રકૃતિ તેના મુખની આકૃતિ ક્રુર છે અને તેની પ્રકૃતિ એટલે તેનો સ્વભાવ પણ ક્રુર છે. તે સિવાય બીજું કાંઈ કારણ નથી. તેને લઇને જ તે વિશ્વાસ પાત્ર નથી અને યુથાદિની સંપત્તિથી બેનશીબ રહે છે. ત્યારે હાથીની આકૃતિ અને પ્રકૃતિ બન્ને શાંત હોવાથી વિશ્વાસ-પાત્ર થઈ યુથની સંપત્તિને પામે છે. સૌમ્ય આકૃતિવાળા મનુષ્યનું હૃદય પરમ શીતળ હોય છે ત્યારે ક્રુર આકૃતિવાળા મનુષ્યનુ હૃદય ક્રોધાદિ તાપથી ઘણું જ તપેલું હોય છે. જે વૃક્ષની પોલાણમાં કે મૂળ આગળ અગ્નિ બળતો હોય તે વૃક્ષ નવપલ્લવ ક્યાંથી હોય? તેમ જે માણસના હૃદયમાં-સ્વભાવમાં ક્રુરતાનો નિવાસ હોય તેની બહારની આકૃતિ શીતળતાવાળી ક્યાંથી હોય? અંદર શીતળતા હોય તો જ બહાર સૌમ્ય આકૃતિ હોય છે. શાંત પ્રકૃતિ એ કાંઈ ઉપર ઉપરનો ઢોંગ કે દેખાવ નથી હોતો અને તેવો દેખાવ લાંબો વખત ટકી પણ શકતો નથી.

સૌમ્ય આકૃતિવાળા મનુષ્યમાં ક્ષમા, માર્દવતા, દયા ઇત્યાદિ ગુણો સહેલાઈથી નિવાસ કરી શકે છે તેના ઉપર મનુષ્યોને વિશેષ પ્રકારે પ્રીતિ થાય છે મનુષ્યોની પ્રીતિથી આ લોક સંબંધી ફળ તેને મળે છે. તથા સૌમ્ય આકૃતિવાળો મનુષ્ય ધર્માત્મા થઈ શકે છે તેથી પરલોક સંબંધી પણ ઉત્તમ ગતિવાળું સુંદર ફળ તે પામે છે. ત્યારે ક્રૂર આકૃતિવાળો મનુષ્ય બન્ને ભવની સંપત્તિથી રહિત થઈ દુઃખી થાય છે, કેમકે તેના અધ્યવસાય નિરંતર કલીષ્ટ ક્રૂરતા ભરેલા હોય છે તેથી તેને ધર્મની પ્રાપ્તિ થતી નથી. અને ધર્મ પ્રાપ્તિ વિના લૌકિક સંપત્તિ કે આત્મિક સંપત્તિ મળી શકતી નથી. મનુષ્યોએ આ સૌમ્ય ગુણ અવશ્ય ધારણ કરવો જોઇએ. ધર્મ પ્રાપ્તિને યોગ્ય તે જ મનુષ્ય થઈ શકે છે.

## પરોપકાર કરવો—૩૩.

પરને ઉપકાર કરવો તે પરોપકાર કહેવાય છે. પર એટલે કોણ? પોષ્ય વર્ગની પોષણ કરવાની ફરજ પોતાને માથે આવેલી હોય છે એટલે તે તો પોતાના જ ગણાય છે. તે સિવાયના જે રહ્યા તે સર્વ પર કહેવાય છે. તેના ઉપર ઉપકાર કરવો.

દુનિયામાં એવા કેટલાએક માણસો હોય છે કે તેઓ દુઃખી થવા છતાં બીજાની પાસેથી મદદ માંગવાની ઈચ્છા કરતા નથી. મદદની જરૂરીઆત હોય છે છતાં પોતાના કુટુંબની, કુળની કે નાત જાતની આબરૂ ઓછી થવાના ભયને લઈ અનેક રીતે હેરાનગતિ ભોગવે છે. છતાં કોઈની મદદ માગતા નથી.

કેટલાએક માણસો એવા હોય કે પોતાની નિર્ધન કે અશક્ત સ્થિતિને લઇ અન્યની મદદની જરૂરીયાત હોય છે છતાં મદદ આપનારાઓની ખબર ન હોવાથી મદદ મેળવ્યા વિના અનેક સંકટો સહન કરે છે.

કેટલાએક મનુષ્યોને મદદની જરૂરીઆત હોય છે છતાં તેઓને ખબર નથી હોતી કે અમારે અત્યારે કેવી જાતની મદદની જરૂરીયાત છે ?

કેટલાએક મનુષ્યોને પોતાનો જીવ બચાવવા માટે તત્કાળ મદદની જરૂર હોય છે કેટલાએક મનુષ્યોને લાંબા વખત માટે મદદની જરૂર હોય છે. કેટલાએક મદદ આપવાને તૈયાર હોય છે. પણ મદદ લેનાર મળી શકતા નથી. કેટલા-એકની પાસે ધનાદિ સંપત્તિ હોય છે પણ મદદ આપવી જોઇએ તેવું તેને ભાન હોતું નથી. આ સર્વ મનુષ્યોને પરોપકારી પુરુષોની બહુ જરૂરીયાત છે.

પરોપકાર મનથી, વચનથી, શરીરથી, ધનથી અનેક રીતે થઈ શકે છે. પોતે કરી શકે છે અને બીજાની પાસે પણ કરાવી શકાય છે.

આપણી પાસે મદદની માગણી કર્યા સિવાય પણ મદદની જરૂરીયાતવાળા મનુષ્યોને હૃદયની લાગણીથી મદદ કરવી. તેમાં પણ કોઈ પણ જાતના સ્વાર્થ સિવાય કે બદલો મેળ-વવાની આશા સિવાય જે મદદ કરવામાં આવે છે તેજ ખરેખર ઉત્તમ અને સાચો પરોપકાર છે. કુળવાન, આબરૂ-વાન કુટુંબો જે દુઃખમાં આવી પડયાં હોય તેઓને ગુપ્ત

રીતે મદદ આપો. છતાં નિરંતર મદદ આપી તેમને નિરૂદ્યમી ન બનાવશો. તત્કાળ તો ખાવા પીવાની મદદ આપી ભૂખ કે દુઃખમાંથી તેમને બચાવી લ્યો, પણ પછી એવી સંગીન મદદ આપો કે તમારી મદદ લીધા સિવાય તે કુટુંબ પોતાનો નિર્વાહ પોતાની મેળે જ કાયમને માટે કરી શકે. આ માટે તેઓને કોઈ પણ વેપાર, હુન્નર, ઉદ્યોગ ખેતી, કેળવણી કે નોકરી વિગેરેમાં જેની જેવી લાયકાત હોય તેવા માર્ગે ચડાવીને ઉપકાર કરવો.

જે મનુષ્યો પોતાની પાસે ધન વિશેષ ન હોવાથી ધન-દ્વારા પરોપકાર નથી કરી શકતા તેઓએ શરીર અને વચન દ્વારા પરોપકાર કરવો. જે ધનવાન હોય મદદ આપવાને તૈયાર હોય તેવા ધનવાનોની સાથે આવા મદદને લાયક મનુષ્યોનો મેળાપ કરાવી આપવો. મદદ આપનારાઓની સાથે મદદ લેનારાઓને મેળવી આપો અને મદદ લેવા ઇચ્છનારાઓને મદદ આપનારા મેળવી આપો. આ પણ પરોપકારનું કાર્ય છે ઘણી વખત એવું બને છે કે મદદ આપનાર હોય છે પણ લેનાર મળતા નથી. મદદ લેનાર છે પણ મદદ આપનારા મળતા નથી. આ બન્નેનો અન્યોન્ય મેળાપ કરાવી આપવો તે પણ પરોપકારનુ કાર્ય ગણાય છે.

કેટલાએક મનુષ્યો ધનવાન હોય છે, દરેક રીતે પરોપ કાર કરવાને લાયક હોય છે તો પણ પરોપકાર કરવાનું ભાન તેમને હોતું નથી. એ વાત તેમના ધ્યાન પર આવેલી જ નથી હોતી, તેથી પરોપકાર કરી શકતા નથી આવા

મનુષ્યોને ઉપદેશ આપીને લક્ષ્મીનો નાશ અને પરોપકારથી થતા ફાયદાઓ સમજાવીને તેમની પાસે પરોપકારનાં કાર્ય કરાવવા. આ પણ પરોપકારનું કાર્ય છે. ઉપદેશકો અને અધિકારી વર્ગો આવો પરોપકાર ઘણી સહેલાઇથી કરી શકે છે. બીજાઓ પણ જ્યાં પોતાની લાગવગ પહોંચતી હોય ત્યાં પહોંચાડીને પરોપકાર કરાવી શકે છે.

જંગલના લાકડાંઓ ખીણના પથ્થરો ઇત્યાદિ ઘણા ઉપયોગી છે. પણ ઉપયોગમાં લેનાર માણસની મદદની તેને જરૂર છે. તેવી જ રીતે તેવા પરોપકારના કામો કરી શકનાર ઘણા લાયક મનુષ્યો હોય છે, પણ તેમની લાયકાતને ઉપયોગમાં લાવનાર મનુષ્યોની મદદની તેમને જરૂર છે.

કેટલાએક મનુષ્યો પોતાના શરીરની મદદથી પરોપકાર કરી શકે છે. કોઇના ઘરમાં લાય લાગી હોય અને ઘરનાં માણસો ઉંઘતા હોય તે અવસરે મોટેથી બૂમ પાડી ને તેઓને જગાડીને બચાવી લેવા અગ્નિ બુઝાવવામાં મદદ કરવી તે પરોપકાર છે. કોઇ વખતે પાણીના જોરથી રેલનો પુલ તૂટી ગયો હોય અને તેની પોતાને ખબર હોય, સામેથી રેલગાડી પૂર જોસમાં આવતી હોય અને તેને આ પુલ તૂટયાની ખબર ન હોય તો ચેતાવી દઇને ગાડીના માણસોનો બચાવ કરવો આ પણ પરોપકાર છે, કોઇ ચોર લોકો રસ્તામાં માણસોને લૂંટવા ઉભા હોય તો આગળથી તેની ખબર તે માણસોને આપી તેમનો બચાવ કરવો તે પણ પરોપકાર છે, કોઈ જીવનો વધ કરતા હોય તેને તેની પાસેથી બચા-

વવો તે પણ પરોપકારનું કામ છે, કોઇ અશક્ત માણસ રોગથી પીડાતો હોય તેને મફત દવા આપવી કે અપાવવી ઘેર પહોંચાડાવો સગાસંબંધીને મેળવી આપવા. ઈત્યાદિ અનેક કાર્યો પરોપકારનાં છે જેની જે જાતની શક્તિ હોય તેણે તે તે જાતથી મદદ કરી પરોપકારી થવું.

સ્ત્રીઓ પણ પરોપકારનાં ઘણા કામો કરી શકે છે. ધનાઢયની સ્ત્રીઓએ ગરીબ વર્ગની સ્ત્રીઓ દુઃખી થતી હોય, રોગથી પીડાતી હોય, સુવાવડ આદિના કષ્ટ પામતી હોય તેમની સાર સંભાળ કરવી. યોગ્ય દવા વિગેરેની સગવડ આપવી. ખાવાપીવા, વસ્ત્રાદિ મેળવી આપવા, પોતે જાતે તેમ કરવું, બીજા પાસે કરાવવું, ઘરના પૈસાથી મદદ કરવી અને વધારે જરૂર જણાય તો બીજા પાસેથી માંગીને પણ મદદ કરવી. ધનાઢય સ્ત્રીઓને આવા પરોપકારના કાર્ય કરતી જોઇને ઘણી બાઇઓ તેવાં પરોપકારી કામમાં જોડાય છે તેની લાજ શરમથી પણ મદદ આપે છે. અને આમ દેખા-દેખીથી અનેક માણસો પરોપકાર કરવામાં જોડાય છે.

વળી જે વિધવા સ્ત્રીઓ છે. ઘરની સુખી છે. તેઓએ તો પોતાનું જીવન મોટે ભાગે પરોપકારના કામ પાછળ ગાળવું જ જોઇએ. અને તેથી તેઓ અનેક રીતે અન્યને સુખી કરવા સાથે પોતે આનંદમાં જિંદગી ગુજારી શકે છે.

આવી જ રીતે ઉન્માર્ગે ચાલનારા જીવો ઉપર જ્ઞાની કે વિદ્વાનોએ ઉપદેશ દ્વારા પરોપકાર કરવો જોઇએ. જીવોની હિંસા કરનારા, માંસ ખાનારા, દારૂ પીનારા, ચોરીજારી કર-

નારા ઈત્યાદિ ખરાબ વ્યસનવાળા જીવોને સન્માર્ગે ચઢાવવા, તેમના વ્યસનો છોડાવવા અને તેમનું હિત થાય તેવો ધર્મ બોધ આપવો તે પરોપકારનો માર્ગ છે. આ પ્રમાણે પરોપકાર કરવાના અનેક માર્ગો છે.

જે દેશમાં પરોપકારી મનુષ્યો નથી અથવા પરોપકાર કરામાં જે દેશ પાછળ છે તે દેશ કોઇ પણ વખત ઉન્નત સ્થિતિએ પહોંચતો નથી તે દેશમાં ભુખમરો અને અન્યાય વૃદ્ધિ પામે છે. ઉદર નિર્વાહની હાજતો તો પુરી પાડવી જ જોઇએ. તેવું સામર્થ્ય મનુષ્યમાં ન હોય અથવા હોય છે તો, અનુકુળ ઉદ્યોગનાં સાધનો હોતાં નથી, તેને લઇને મદદના અભાવે તેમની શક્તિ તેમનામાં જ દટાઈ રહે છે. નિરુદ્યમી થઈ ભુખ્યે મરે છે, છેવટે નિર્બળ થઈ મરી જાય છે અથવા અન્યાયનો માર્ગ ગ્રહણ કરે છે.

પરોપકારી મનુષ્યો દેશના મનુષ્યોનો ઉદ્ધાર કરે છે, દેશનો ઉદ્ધાર કરે છે, ધર્મનો ઉદ્ધાર કરે છે અને છેવટે આત્માનો પણ ઉદ્ધાર કરે છે. પરોપકારી મનુષ્યો દેશના સ્થંભ જેવા ગણાય છે. મનુષ્યોને તેઓ ઘણા વલ્લભ લાગે છે. પરોપકાર કરવો તે સજ્જન મનુષ્યોનો સ્વભાવ જ છે. ચંદ્રને કોણે શીતત બનાવ્યો છે? સૂર્ય કોના હુકમથી પ્રકાશ આપે છે? છાયા આપવા માટે વૃક્ષને કોણે પ્રાર્થના કરી હતી? વૃષ્ટિ માટે વરસાદને કોણ આજીજી કરે છે? કોઇ જ નહિ. છતાં પોતાનુ કામ બજાવ્યે જ જાય છે. તેમજ ઉત્તમ જીવો પોતાના સ્વભાવે જ અન્યના હિત માટે, પરોપકારની પ્રવૃત્તિ કરતા જ રહે છે.

ક્ષેત્રમાં ઉભા કરેલા ઘાસના કે લુગડાના ચંચાપુરુષે એ પણ ક્ષેત્રના અનાજનું રક્ષણ કરવામાં મદદગાર થાય છે. રાખ અનાજનું રક્ષણ કરવાની મદદ કરે છે અને મોઢામાં લીધેલું તૃણ એ પણ શત્રુઓથી મનુષ્યનું રક્ષણ કરવામાં મદદગાર થાય છે. ત્યારે મનુષ્યપણાનું નામ ધારણ કરવા છતાં પરને ઉપકાર નહિ કરનાર મનુષ્ય તૃણ કે રાખ કરતાં પણ હલકી સ્થિતિનો સમજવો. સ્વાર્થી હલકા સ્વભાવના અને પરોપકાર નહિ કરનાર મનુષ્ય આ પૃથ્વી પર ભારભૂત છે. તેમનું જીવન નિરુપયોગી છે.

પોતાનું પેટ ભરવા માટે પ્રયત્ન કરનારા હજારો ક્ષુદ્ર મનુષ્યો આ દુનિયા ઉપર છે, પણ પરોપકારને સ્વાર્થ માની તે પ્રમાણે પ્રયત્ન કરનારા સત્પુરુષો તો વિરલા જ હોય છે.

નિષ્કારણ ઉપકારી અને ઉપકાર પછી પણ ઉપકાર કરનારા આ બન્ને જાતના મનુષ્યો ધર્મ માર્ગમા ચાલવાના અધિકારી છે.

આ પરોપકાર, દ્રવ્ય અને ભાવદ્રવ્ય એમ બે પ્રકારે બની શકે છે શરીરના રક્ષણ કે પોષણ સંબંધી વ્યવહાર ઉપયોગી જે જે મદદ બીજાને આપવામાં આવે છે તે સર્વ દ્રવ્ય પરોપકાર ગણાય છે અને આત્માનું ભાન કરાવી, આત્મમાર્ગે ચલાવી, આત્મ સ્વરૂપમાં પોતાને તથા પરને સ્થિર કરવા તે ભાવ પરોપકાર કહેવાય છે.

પોતાની અને અન્યની યોગ્યતાના પ્રમાણમા દ્રવ્ય કે ભાવ પરોપકાર અથવા બન્ને જાતનો પરોપકાર કરવો.

## અંતરંગ છ શત્રુઓનો ત્યાગ કરવો-૩૪.

કામ, ક્રોધ, લોભ, માન, મદ, અને હર્ષ આ છ શત્રુઓ છે. બહારના શત્રુઓ આ બહારની દૃષ્ટિથી-આંખથી દેખાય છે. ત્યારે અંતરના શત્રુઓ અંતરની વિચાર દૃષ્ટિથી, જ્ઞાન-દૃષ્ટિથી જણાય છે. વ્યવહાર અને પરમાર્થ બન્ને માર્ગમાં જીવોને નુકશાન કરનાર આ છને મનની વૃત્તિઓને-પરિણુતી-ઓને શત્રુ તરીકે ગણવામાં આવી છે. આ છએ અંતરંગ શત્રુઓનો નાશ કરવો જોઇએ. આ છએ વૃત્તિઓનો સર્વથા ત્યાગ કરવાનું બળ મહાત્મા પુરુષોમાં હોય છે. તે માટે ત્યાગ માર્ગ લેવાની જરૂર છે ત્યાગ માર્ગ સિવાય સર્વથા તેનો નાશ સાધી શકાતો નથી. અહિં ગૃહસ્થ ધર્મ સંબંધી હકીકત કહેવાનું ચાલુ છે. ગૃહસ્થ ધર્મની મર્યાદા પ્રમાણે આ છએ શત્રુનો વિજય કરવો જોઇએ. આ છ એ કામાદિ શત્રુઓને યુક્તિપૂર્વક, મર્યાદાનુસાર આશ્રય આપવામા આવે તો શત્રુરૂપ ન થતાં ગૃહસ્થાશ્રમ ચલાવવામાં મદદગાર તરીકે કામ કરે છે. અવિધિ કે અયુક્તિથી તેનો આશ્રય કરવામાં આવે તો શત્રુની ગરજ સારે છે. જીવોને હેરાન કરે છે. માટે ગૃહસ્થાશ્રમમાં રહેનારા જીવોએ કામાદિને યુક્તિપૂર્વક અને મર્યાદા સહિત અનુભવવા જોઇએ.

બીજાની પરણેલી, વિવાહ વગરની કુંવારી કન્યા, વિધવા અને વેશ્યા વિગેરે સ્ત્રીઓ સાથે દુરાચાર કરવો તેને કામ કહે છે. અધિક વિષય વાસના વડે વિવેકાદિ ગુણોનો નાશ થાય છે. કામરૂપ અગ્નિ હૃદયમાં પ્રજવલિત થતા જ મોટાઇ

પંડિતતા, કુલીનતા, ડહાપણ અને વિવેકાદિ ગુણો બળી જાય છે. નાશ પામે છે. આંધળો મનુષ્ય સન્મુખ રહેલી વસ્તુ જોઈ શકતો નથી, કામાંધ મનુષ્ય તેથી પણ વધારે આંધળો થાય છે કે જ્યાં જે વસ્તુ નથી તે ત્યાં દેખે છે. કામી મનુષ્ય દાંત કે જે હાડકાના કકડા છે તેને કુંદના પુષ્પો રૂપે જુએ છે. આંખો કે જેમાં ચીકણો મલીન પદાર્થ રહેલો છે તે છતાં તેને કમળરૂપે દેખે છે. શ્લેષ્મ અને કફાદિ અપવિત્ર પદાર્થવાળા મુખને ચંદ્ર સમાન જાણે છે. માંસની ગ્રંથી રૂપે રહેલા સ્તનોને સોનાના કળશ કે કુંભ સમાન અનુભવે છે. હાથ ઉપર લત્તાનો અને નખ ઉપર પલ્લવોનો આરોપ કરે છે. આવા અશુચિના ઘર સરખા દેહને વિષે આનંદ માને છે.

ગૃહસ્થોએ પરસ્ત્રી ગમન કરવું તેને અહિં કામ કહેવામાં આવે છે. તે શત્રુ સમાન કામનો ત્યાગ કરવો જોઇએ. આ કામનું સેવન મર્યાદાનું ઉલંઘન કરાયેલું ગણાય છે. અને યુક્તિ રહિત છે. વેર વિરોધ વધારનારું છે. પરસ્ત્રી સેવનથી હજારો કુટુંબો પાયમાલ બન્યાં છે. મોટાં મોટાં રાજ્યો મૂળથી ઉખડી ગયાં છે. તેમનાં જીવના વ્યવહાર નિંદા પાત્ર બને છે. લોકો ધિક્કારની નજરથી જુવે છે. કામની અતિ આસક્તિથી શરીરનો નાશ થાય છે. ક્ષય અને ભંગદરાદિ રોગો થાય છે માટે અતિ આસક્તિનો ત્યાગ કરી નિયમિત મર્યાદાપૂર્વક પોતાની સ્ત્રીમાં સંતોષ માનવો તે ગૃહસ્થાશ્રમ માટે કામનો વિજય કરેલો ગણાય છે.

વગર વિચારે બોલવાથી કે કોઇપણ કાર્ય કરવાથી

પોતાને કે પરને કોપ થાય તેને ક્રોધ કહે છે. વિચારવાન્ મનુષ્યો આવો કોપ કરતા નથી. વિચારવાનોને ક્રોધ કરવો તે યોગ્ય નથી. ક્રોધના ફળો ઘણાજ કડવા અનુભવ આપનારા થાય છે. ક્રોધ સંતાપ ઉત્પન્ન કરે છે વિનયનો નાશ કરે છે. મિત્રાઇ તોડાવે છે ઉદ્વેગ ઉત્પન્ન કરે છે. અસત્ય બોલાવે છે. કલેશ કરાવે છે. કીર્તિનો નાશ કરે છે. પુન્યનો નાશ કરે છે. દુર્ગતિ આપે છે. ક્રોધથી સાહસ કામ કરનારાઓ જીંદગી પર્યંત પશ્ચાતાપ કરે છે. વેર વિરોધ વધારે છે. સગાં સંબંધીઓના સ્નેહથી વિખુટા પાડે છે. ઈત્યાદિ અનેક દોષો ઉત્પન્ન કરનારા બીજા અતરંગ શત્રુરૂપ ક્રોધનો ત્યાગ કરવો. જરૂરી પ્રસંગે નિયમિત, મર્યાદા પૂર્વક, હદપારનો પોતાને કે પરને આઘાત ન થાય તેવી રીતે સાવચેતી પૂર્વક ક્રોધ સાથે સહવાસ રાખવો ૨

દાન દેવા યોગ્ય મનુષ્યોને દાન ન આપવું અને વગર કારણે ધનનો સંચય કરવા તૈયાર થવું તે લોભ કહેવાય છે. પોતાની પાસે પોતાની જીંદગીની જરૂરીયાતથી પણ અધિક સંપત્તિ હોય છતાં જરૂરીયાતવાળા જીવોને દયાની લાગણીથી, પરોપકારની ઈચ્છાથી કે પુન્યના નિમિત્તથી યોગ્ય જીવોને જે આપતો નથી, અન્યાય કરીને અન્યને હેરાન કરીને કે દગો પ્રપંચ કરીને જે ધન એકઠુંજ કર્યે જાય છે તે લોભી કહેવાય છે.

લોભને થોભ નથી. ઇચ્છાઓ કોની પુરી થઈ છે? ધન સાથે કોણ લઇ ગયું છે? મરતાં બચાવવાને તે કોને

ઉપયોગી નીવડયું છે? કોઇને નહિં, લોભ પાપનું મૂળ કારણ છે. લોભી મનુષ્યો નીચ પુરુષની પણ ધન માટે ખ્લાવા કરે છે. નમસ્કાર કરે છે તેના અછતા ગુણો ગાય છે. શત્રુની પણ સ્તુતી કરે છે. અકૃતજ્ઞની સેવા કરતા પણ ઉદાસીન થતા નથી તથા દ્રવ્યનો વ્યય થવાના ભયથી મિત્રોથી પણ દૂર રહે છે. ધર્મના કાર્યમાં ભાગ લેતા નથી. જ્ઞાતિની સેવા કે દેશ સેવાના કામથી પણ દૂર જ નાસે છે. આ સર્વ લોભીનાં લક્ષણો છે મહાન લાભથી પણ લોભનો ખાડો પુરાતો નથી, કારણ કે એક માત્રા અધિક લોભનો માત્રહિન લાભથી વિજય કેમ થાય? અર્થાત્ ન જ થાય ગૃહસ્થોએ આવા પ્રબળ ઉત્કટ લોભનો ત્યાગ કરી પોતાના દ્રવ્યનો જરૂરીયાતવાળા યોગ્ય પ્રસંગે અવશ્ય સારો ઉપયોગ કરવો અને પરદ્રવ્ય અપહરણ ન કરવું આ ગૃહસ્થને લાયક લોભ શત્રુનો નિગ્રહ કર્યો કહેવાય છે. ૩.

યુક્તિપૂર્વક કહેવાયેલા યોગ્ય શિક્ષા વચનો ગ્રહણ ન કરતા પોતાનો દુરાગ્રહ ન મૂકવો. અને તેમના વચનોનો અનાદર કરવો તે માન કહેવાય છે. તત્ત્વાતત્ત્વનો વિચાર ન કરનાર દુરાગ્રહી મનુષ્યોમાં જ આવું માન હોય છે. તેઓ છળ, પ્રપંચ, કપટ આદિ અનેક સાચા જુઠાં કરી પોતાની માન્યતા સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે. વ્યવહાર પ્રસંગમાં કોઇને લાંચ રુશવત આપી, કોઇ લાલચોથી ફોડીને અન્યને સ્વાધિન કરીને પોતાની ખોટી વાત પણ સિદ્ધ કરે છે. સાચી ઠરાવે છે. આ સર્વ માનનાજ પેટાભેદો છે, માની મનુષ્ય કરેલા ઉપકારને પણ ભૂલી જાય છે. માનની હાજરીમાં જ

ક્રોધ રહે છે. અભિમાની મનુષ્ય અનર્થ કરતા, કે સાહસ કરતા વાર લગાડતો નથી ગૃહસ્થોએ આ માનનો જ વિજય કરવો જોઇએ. ૪.

કુળ, બળ, ઐશ્વર્ય, સંપત્તિ, રૂપ, વિદ્યા, જાતિ, યૌવન ઇત્યાદિનો અહંકાર કરવો તેને મદ કહે છે. અથવા અન્યને પીડા કરવી કે તેને સારી સ્થિતિમાંથી નીચો પાડવો તેને મદ કહે છે, વિશાળ હૃદયવાળા કે ઉન્નત સ્થિતિને ઇચ્છનારા જીવોએ મદ કરવો તે તદ્દન અયોગ્ય છે. જેનો જેનો મદ કરે છે તે તે વસ્તુની તે હીનતા પામે છે. જેમકે કુળનો કે જાતિનો મદ કરનાર હલકી જાતિ કે નીચા કુળમાં જન્મ પામે છે, ધનનો મદ કરનાર નિર્ધન થાય છે. બળનો મદ કરનાર નિર્બળ બને છે. વિદ્યાનો મદ કરનાર મૂર્ખ બને છે. રૂપનો મદ કરનાર કદ્રુપો થાય છે.

જેનો જેનો મદ કરે છે તેની હીનતા પામે છે. જો આમ જ છે તો કઈ વસ્તુનો મદ કરવો? શા માટે મદ કરવો? મદ કોનો ટકી રહ્યો છે? રાવણ જેવા વીર પુરુષોના પણ મદ ગળી ગયા અને ભુડી રીતે મરણને શરણ થયા. તો અલ્પ શક્તિવાળા પામર જીવો! તમે એવું કયું ઉત્તમ કાર્ય દુનિયામાં કર્યું છે કે આવો ખોટો ગર્વ કરો છો? શું તમે દેશનો ઉદ્ધાર કર્યો છે? જગતને દારિદ્ર રહિત કર્યું છે? દુનિયાને રોગ રહિત કરી છે? મરણને સદાને માટે હાંકી કાઢયું છે? સાદા યુવાવસ્થા બની રહે તેવી શોધે કરી છે? ઉત્તમ પુરુષોની ગણનામાં ગણાવવાનું નામ ધારણ

કરતાં તમને શરમ નથી થતી? આવા મહાન કાર્યોમાં પોતાનું અસમર્થપણું વિચારી, પોતાથી બનતા ક્ષુલ્લક કાર્યથી ગર્વિત ન થવું અને મદ નામના અંતરંગ શત્રુનો પરાજય કરવો. ૫.

નિમિત્ત વિના કોઇને દુઃખ આપીને અનર્થનાં કાર્ય કરીને મનમાં ખુશી થવું તેને હર્ષ કહે છે મલીન વાસનાના સંસ્કારવાળા, અને રૌદ્ર વિચારવાળા જીવો જ અન્યને દુઃખી કરીને આનંદ માનનારા હોય છે.

અન્ય જીવોને માથે વિપત્તિ આવી પડેલી જાણી જેઓ ખુશી થાય છે, કર્તવ્યનો બદલો આપવો જ પડશે કે ભોગવવો પડશે તેની અપેક્ષા રાખ્યા સિવાય પોતાની બુરી ઇચ્છાનુસાર જેઓ અધમ પ્રવૃત્તિ કરે છે, જેઓ નિર્દયપણે અન્યને પીડે છે, ભૂલો થયા પછી પણ જેને પશ્ચાત્તાપ થતો નથી, જેઓ પાપના બુરા કામ કરીને ખુશી થાય છે; આ સર્વ રૌદ્ર ધ્યાનના પરિણામો ગણાય છે, અને તે નરક ગતિના કારણભૂત થાય છે.

ઉત્તમ મનુષ્યો અન્યને સુખી કરીને હર્ષ પામે છે, અન્યને દુઃખી દેખી દુઃખી થાય છે, અને તેને સુખી કરવા પ્રયત્ન કરે છે, સર્વ જીવ ઉપર દયા રાખે છે. સર્વનું ભલું ઇચ્છે છે, ભૂલનો પશ્ચાત્તાપ કરીને ફરી તેવું કરતા અટકે છે, બુરા કામનો પશ્ચાત્તાપ કરે છે. આ કારણથી તેઓ ઘણી સહેલાઈથી ઉત્તમ ગુણો મેળવી શકે છે.

કોઢીયા માણસો જેમ માખીઓ દૂર કરવા માટે સૂર્યનો

અસ્ત થવાની રાહ જુવે છે, તેમ નીચ મનુષ્યો પોતાના સ્વલ્પ સ્વાર્થને માટે મહાન પુરુષોને વિપત્તિમાં ઘેરાયેલા જોવાને ઇચ્છે છે. મનુષ્યોના કર્તવ્યો ઉપરથી સામાન્ય રીતે ઉત્તમ, મધ્યમ કે અધમપણાનો નિર્ણય કરી શકાય છે, અન્યને સુખી કરવા માટે સ્વાર્થનો ભોગ આપનારા ઉત્તમ પુરુષો કહેવાય છે. મધ્યમ પુરુષો પોતાના સ્વાર્થને વિરોધ ન આવે કે હાની ન પહોંચે તેમ પરને મદદ કરે છે. સ્વાર્થને માટે પરના હિતનો નાશ કરનારા અધમ પુરુષો ગણાય છે. ત્યારે જેઓ સ્વાર્થ વિના પણ વિના પ્રયોજને પરના હિતનો નાશ કરે છે તેને શાની ઉપમા આપવી? તેઓ અધમમાં અધમ મનુષ્યરૂપે રાક્ષસો છે આવી અધમ કે અધમાધમ સ્થિતિનો ત્યાગ કરી, અન્યને સુખી દેખી કે સુખી કરી હર્ષ પામવો, સારા કર્તવ્ય કરી ખુશી થવું, તે છઠ્ઠા અંતરંગ શત્રુનો વિજય કરવાનુ સાધન છે.

આ છએ અંતરંગ શત્રુઓ વિવેકી પુરુષોને ત્યાગ કરવા યોગ્ય છે. તે સર્વે અનર્થના હેતુભૂત છે. અપયશ ફેલાવનારા છે. અને દુર્ગતિના કારણરૂપ છે. આ છ શત્રુઓને જીતનાર, તાબે કરનાર મનુષ્ય ધર્મના માર્ગમાં ચાલવાને લાયક બને છે. ૬.

## ઇંદ્રિયોને વશ રાખવી–૩૫.

ઇદ્રિયોના પ્રબળ વિકારને આધિન થઈ મહા અનર્થ થાય તેવી રીતે ઇદ્રિયોના વિષયમાં પ્રવૃત્તિ ન કરવી, તે ઇદ્રિય વિજય ગૃહસ્થ માટે કહેવાય છે. સ્વછંદપણે ઇદ્રિયોને

પ્રવૃત્તવાન થવા દેવી, વિકારનો નિરોધ કરવો, અમુક મર્યાદામાં ઇંદ્રિયોના વિકારોને લાવી મૂકવા તે ઇંદ્રિય નિરોધ છે. નહિં રોકવામાં આવેલી એક એક ઇંદ્રિય પણ મહાન અનર્થને માટે થાય છે. ઇંદ્રિયને આધિન થવાથી રાવણની માફક કુળનો ઘાત થાય છે. અધિકારી પદ છોડવું પડે છે. બંધન સહેવાં પડે છે અને પ્રાણનો પણ નાશ થાય છે.

ઇંદ્રિયોને સર્વથા પ્રવર્તાવવી નહિં એટલે આંખો બંધ કરવી, કાને ડુચો દેવો, મોઢું બંધ કરવું, નાકના છિદ્રો બંધ રાખવાં કે હાલવું ચાલવું બંધ કરવું તેનુ નામ ઇંદ્રિયનો જય કહેવાતો નથી. એમ બનવું જ અશકય છે. ઇંદ્રિયની પાસે આવેલા વિષયને ઇંદ્રિયો અનુભવ્યા સિવાય રહેવાની જ નથી. આંખો ખુલ્લી હશે તો પદાર્થો દેખાશે જ, નાકથી સુઘાશે જ, કાનથી સંભળાશે જ. ઈત્યાદિ વિષયોનું તો ભાન થવાનું જ. પણ તે તે વિષયો મળ્યાથી તેમાં કોઈ અનુકૂળ વિષયથી ખુશી થવું, અને કોઇ પ્રતિકૂળ વિષયથી નારાજ થવું ઇત્યાદિરૂપ રાગ દ્વેષનો ત્યાગ કરવો એટલું જ મનુષ્યોના હાથમાં છે અને તેને જ ઇંદ્રિયનો જય કર્યો કહેવાય છે.

ઇંદ્રિયોનો જય કરનાર મનુષ્ય સર્વ કાર્ય સિદ્ધ કરી શકે છે અને ઇંદ્રિયોનો જય નહિ કરનાર મનુષ્ય કોઈપણ ધારેલાં ઉત્તમ કાર્ય સિદ્ધ કરી શકતો નથી. કારણ કે તે પોતાની શક્તિનો બધો વ્યય ઇંદ્રિયોના વિષયોમાં જ કરે છે, તેથી બીજાં કાર્ય સિદ્ધ કરવાનું તેનું બળ નાશ થાય છે એવો કોઈ પણ વિષય ઇંદ્રિયોનો બાકી નહિ હોય

કે આ જીવે અનેકવાર તે ભોગવ્યો ન હોય. આ જિંદગીમાં જ તેવા વિષયો અનેકવાર ભોગવ્યા છતાં તેના તે વિષયો તરફ વારંવાર મન લલચાયા વિના નથી રહેતું, શાંતિ વળતી નથી. ઇચ્છાઓ ઘટતી નથી. અગ્નિમાં જેમ લાકડાં વધારે નાખશો તેમ અગ્નિ વધારે પ્રદીપ્ત થશે. અગ્નિ બુઝવવાનો તે રસ્તો નથી, અગ્નિ તો લાકડાં ઓછાં નાખવાથી કે નાખેલા લાકડાં કાઢી લેવાથી જ શાંત થાય છે. તેમ ઇંદ્રિયોનો વિજય વિષયોને પોષણ આપવાથી થતો નથી. પણ વિષયોને મર્યાદામાં કે હદમાં લાવી મૂકવાથી, વિષયોને ઓછા કરવાથી જ તેનો વિજય થઈ શકે છે.

સુંદરતા ધારણ કરનારા શુભ વિષયો કોઇ નિમિત્ત યોગે અસુંદરતાવાળા અશુભ બની જાય છે. અને અશુભતા ધારણ કરનારા વિષયો નિમિત્ત યોગે સુંદર કે શુભ બની આવે છે. તો કોના ઉપર રાગ કરવો અને કોના ઉપર દ્વેષ કરવો? તત્ત્વથી વિચાર કરીએ તો પદાર્થોમાં શુભાશુભપણું નથી પણ મનમાં જ શુભાશુભ–સારું, નઠારું વિગેરે રહ્યું છે. કેમકે એકનો એક વિષય કોઇ કારણથી આપણને સારો લાગતો હતો અને તેજ વિષય કાળાંતરે કે રૂપાંતરે કોઇ કારણથી ઘણો જ અણગમતો થઇ પડે છે. અને જે વિષય આપણને ખરાબ લાગતો હતો, જેની આપણે ઇચ્છા પણ કરતા ન હતા તે જ વિષય કોઈ પ્રસંગે એટલો બધો પ્રિય થઈ પડે છે કે તેનો ત્યાગ કરવો પણ ગમતો નથી.

આ પદાર્થો તો પોતાના સ્વભાવ પ્રમાણે પોતાનું સ્વરૂપ બતાવીને ઉભા રહેશે, પણ તેમાં રાગ દ્વેષ કરવો કે ન

કરવો તે તમારા પોતાના હાથમાં છે. મનને સુધારવાની કે સમજાવવાની જરૂર છે. પદાર્થો કાંઇ પોતાનો સ્વભાવ બદલાવીને સુધરી શકવાના નથી, કે તમે તેને સુધારી શકવાના નથી. ઇંદ્રિયોને કાબુમાં ન રાખવી તેજ આપત્તિનો કે દુઃખનો માર્ગ છે અને તેનો જય કરવો તે સંપત્તિનો માર્ગ છે. બેમાંથી તમને જે ઇષ્ટ લાગતો હોય તે રસ્તે ચાલો. ઇંદ્રિયોનો જય કરવો તે સ્વર્ગ છે અને ઇંદ્રિયોને આધીન થવું તે નરક છે. અર્થાત્ ઇંદ્રિયોનો જય કરનારને સ્વર્ગ જેવા શાંતિવાળા સુખ મળે છે અને ઇંદ્રિયોને પરાધિન થનારને નરકના જેવાં અશાંતિવાળાં દુઃખ મળે છે.

શરીર એ રથ છે. ઇંદ્રિયો તે ઘોડા છે. મન સારથી છે. આત્મા દેહરૂપી રથમાં બેસનાર માલિક છે. ઇંદ્રિયોરૂપી ઘોડાને કાબુમાં રાખવાથી દેહ ધારેલે સ્થળે પહોંચી શકે છે. નહિતર તોફાની ઘોડાઓ ઉન્માર્ગે ઘસડી જઇ રથનો નાશ કરે છે. ગૃહસ્થ ધર્મને લાયક થવા માટે ઇંદ્રિયોના પ્રબળ વિષયોને મર્યાદિત કરવા–નિયમમાં રાખવા. ઇંદ્રિયોને પરાધિન મનુષ્ય ધર્મનો અધિકારી નથી.

આ પ્રમાણે પાંત્રીશ ગુણ રૂપ નીતિમય જીવનને ધારણ કરનાર મનુષ્ય સમ્યક્દર્શન પૂર્વક ગૃહસ્થ ધર્મના વ્રતો ધારણ કરવાને યોગ્ય બને છે.

इतिश्री तपागच्छीय श्रीमान मुक्तिविजयगणि शिष्य पन्यास कमलविजयगणि स्तच्छिष्य पन्यास केसरविजयगणि विरचित नीतिमयजीवनाख्य ग्रन्थ विक्रमीय संवत सप्तत्युत्तरैकोनविंशति सतवर्षे राजदुर्गं [राजकोट] नगरे समाप्तः

लेखक वाचकयोः शुभंभूयात् ।